વન[7] વિંટયાં સિંચાશે સઘળાં અવર્ણ પડયાં તુજ બાળ,
ઠામ ઠર્યાંને હડધૂત કરીને રણુવગડે દે માર;
[8]ઓઢે લેવા ધાતીરે, તેને માતા રાંકડી,
શીળો છાંયે છાતી રે, માડી તારી ઝુંપડી—–દુઃખિયાં.

કણુકણુ કાજે [9]વનવન વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણુ સુખદુઃખનાં લ્હાણું લેવાં, ઠરતી તુજપર આંખ;
અંતે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી,
પ્રભુનો પથ દાખવતીરે, માડી તારી ઝુંપડી—–દુઃખિયાં.

તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ [10]સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી, તું [11]સુરલોકનું દ્વાર;
નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમિવત પાળોરે, શણુગારીશું ઝુંપડી—દુઃખિયાં.

—સ્વ. જીવાભાઇ પટેલ.

---

૭ પરદેશ, ૮ ખોળામાં, ૯ દેશપરદેશ, ૧૦ અમૃત, ૧૧ દેવલોક.

## ૯. ઓ ભરતભૂમિના પહાડો !

---

ઓ ભરતભૂમિના પહાડો !
તમ શિર પૂગ્યાં આકાશ,
તમ જેવા જગમાં બીજા
નથી [1]ઉન્નત કો'ની પાસ !
છે પ્રૌઢ પ્રતાપ તમારો,
તમ ભવ્યજ છે ભંડાર !
મુજ ભરતભૂમિનો જગમાં,
વરતાવો જય જયકાર ! ૧

ઓ ભરતભૂમિની નદીઓ !
તમ સુંદર ચિત્ર ચરિત્ર !
તમ જેવી જગમાં બીજી
નથી કોઈ પરમ પવિત્ર !
[2]સુગભીરી, ધીરી, વીરી,
તમ પુણ્યકથા આવાર,
મુજ ભરતભૂમિનો જગમાં
વરતાવો જય જયકાર ! ૨

ઓ ભરતભૂમિના પુત્રો !
મુજ દેશતણા નરરત્ન !

---

૧ ઊંચા શિર-શિખર, ૨ ગંભીરગતિએ વહેતી.

જે ગયા ધ્રુજાવી ધરણી
 કરીને કંઇ લાખ પ્રયત્ન !
તમ શૌર્ય અને તમ પ્રીતિ
 ભરજો વીરા સહુ ઠાર !
મુજ જન્મભૂમિનો જગમાં
 વર્તાવો જય જયકાર ! ૩

—ખબરદાર.

---

## ૧૦. એક દિન એવો આવશે

એક દિન એવો આવશે
જ્યારે અમીઝરણું ઝરંતા પૃથ્વીનેય પલાળશે,

એક દિન એવો આવશે.
[1]કળિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજ વીર્યથી ભૂમિભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક૦

રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંગ પ્રતાપ ને,
હમિરાજ, યોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે. એક૦

શિબિરાજ, ભગિરથરાજ સમ પરમાર્થ જીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજને વિસરાવશે. એક૦

[2]પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યદેશ ઉદ્ધારશે. એક૦

આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક૦

આ દેહ કાચો [3]કુંભ આત્મા [4]નિત્ય દિવ્ય પ્રકાશશે,
દૃઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે. એક૦

---

૧ કળીયુગ, ૨ પ્રભુ ચિન્તનમાં લીન, ૩ ઘડો, ૪ અમર.

આ દુઃખ ને ભૂખના પડે પોકાર ચારે દિશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક૦

મરુ[૫] દેશના જેવી ઉજડ ભૂમિ સર્વે ભારતવર્ષની,
ફળફુલથી લચી સુંદરી સમ એકલી અહીં મહાલશે. એક૦

અહીંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઇ [૬]રાજ્યના શુદ્ધ ધર્મને શીખવાડશે. એક૦

પૂર્વે થયા ન્હોતા વળી સ્વપ્ને ન [૭]તકર્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. એક૦

—મગનભાઈ પટેલ.

---

૫ મારવાડ, ૬ રાજાઓના, ૭ કલ્પ્યા.

## ૧૧. જન્મભૂમિનું જય મંગળ

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ:—
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ— જય૦

જનની અંક ઝુલીએ, ઝનુની રંગ ઝીલીએ,
આત્મબળ ઉજાશથી બધું ઉજાળીએ— જય૦

સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ— જય૦

સત્યથી સચવાય [1]સ્વત્વ, સમજીએ થઇ પ્રવૃત્ત,
ધુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ— જય૦

ભૂતળ ફોડી ફેડીએ, ઉંડી જડો ઉખેડીએ,
દોર ને દમામ દેશનો જમાવીએ— જય૦

સ્થિતિસમય સ્વીકારીએ પ્રવૃત્તિયજ્ઞ યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ— જય૦

માત દીન દુભાય છે, સપુત ! પીડા પિછાનીએ,
દુધ દિપાવીએ, ઉમંગને વધાવીએ— જય૦

દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ— જય૦

—લલિત.

---

૧ પોતાનું સ્વમાન.

## ૧૨. અમારો દેશ

અમે ભરત ભૂમિના પુત્રો !
અમ માત પુરાણુ પવિત્ર,
રે જેના સુંદર સુત્રો
ઝલકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી
કરશું હોકાર હમેશ;
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! *

અંધાર વિષે અથડાતાં,
કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં
કે કરતાં હાસ્ય વિલાસ;
પળપળ અમ [1]ઉરનિધિએ શી
હા ઉછળે ઉર્મિ [2]અશેષ !
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! ૨

---

* 'અમે હિન્દી, હિન્દી, હિન્દી ! છે હિન્દ અમારો દેશ !' એમ પણ ગવાય છે.

૧ હૃદયસાગર; ૨ અખંડ;

ક્યાં હશે હિમાલય જેવો ?
ક્યાં પુણ્ય પવિત્ર જ [૩]ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા
સહુ દેશ તણા બહુ રંગ !
ક્યાં મુનિ ઇશ્વરજન એવી
કરતા પ્રભુ પંથ ઉજેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ

ક્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા ?
ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપુતવીર ઝઝુમ્યા ?
બલ દાખવવા અસીમ !
રે ભૂલીએ તે રીતે શી,
અમ અંતરથી લવલેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! ૪

નથી રે જીવવું [૪]પર આશે,
છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે,
સ્વાશ્રયનો છે ઉલ્લાસ;

---

૩ ગંગા; ૪ પારકી.

કંઈ પુણ્ય પ્રભા જ પ્રવેશી,
      અહીં દે અમને ઉપદેશ:—
અમે દેશી, દેશી, દેશી !
      ઓ દિવ્ય અમારો દેશ ! ૫

ધમ ધમ ધરણી ધ્રુજવીશું,
      અમ દેશ તણાં કરી ગાન;
જય જય જયનાદ કરીશું,
      દઈશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વશી ઉર, તે શી
      દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
      ઓ દિવ્ય અમારો દેશ ! ૬

—ખબરદાર.

## ૧૩. જનનીસેવન

---

જનનીસેવનનો મધુમધુરો[1] અવસર ક્યાં મળેરે,
અવસર ક્યાં મળેરે, જગજીવ્યૂં ફળેરે.
જનની૦

નવનિધ લાડે નિશદિન ઝુલાવે,
ઉરહીર[2] પાતી હૈયે ફુલાવે,
અલ્પ સારું પણ અમિત[3] ભારનું ક્યાં વળેરે;
જનની૦

પ્રભુપુર ગૌરવ વદને મલકે,
મંજુલ મોહક અન્તર ઝલકે,
નવનવ સાજે[4] શીખ[5] દે સાને[6] પળે પળેરે;
જનની૦

ઉત્તમ શોણિત[7] જનની કાજે,
રેલાયે શું વધુ કે'વાશે,
કિસ્મત ક્યાંથી ભારતિ હિત કાયા ઢળેરે !
જનની૦

—વસંતવિનોદી.

---

૧ મધ જેવો મધુર, ૨ હૃદયનું સત્વ-દૂધ, ૩ અસાધારણ
૪ સાજ સજી, ૫ શીખામણ, ૬ સાનવડે, ૭ લોહી.

# ૧૪. સ્વદેશભક્તિ

---

સ્વદેશની ભક્તિ રે, કે કોઈ વિરલા જાણે.
સ્વતંત્રતાના રસની રે,
 લ્હેજત કોઇ પરમાણે........ટેક.

*　　*　　*　　*

ત્રણે પદાર્થ છે દેશભક્તિમાં,
 ધર્મ અર્થ વળી કામ;
સ્વદેશભક્તને દેશની પ્રીતિ,–
 મોક્ષ એ, સુખ કેરૂં ધામ;
કે રૂચે નહિ બીજું રે,
 મસ્ત એ દેશ અભિમાને.....સ્વદેશની૦

માટે સ્વદેશીઓ બંધુ મારા,
 ધરી અંતર આ ઉપદેશ,
ભરતભૂમિ પામી ઉદય દિનોદિન,
 ઉજળી રહે હમેશ;
કે એમ કરો ઉદ્યમ રે,
 ચુકો ન ચોટ નિશાને.....સ્વદેશની૦

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

# ૧૫. કોની કોની છે ગુજરાત ?

કોની કોની છે ગુજરાત ?
પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વધા;[1]
કોઇ રીતની તોપણ ને વળી આર્ય ધર્મને રાખી રહ્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત;
તેની તેની છે ગુજરાત.

વળી પરદેશી બીજા જેને ભૂમિયે પાળી મોટા કર્યા;
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણું તે ભાઇ ઠર્યા.
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત;
તેની તેની છે ગુજરાત.

નર્મદ કે' ગુજરાતી ભાઇયો, માતને અર્થે સંપ ધરે;
અંતે બંધન તોડી રણે સઉ ઝૂઝી જયસુખ જમે ભરે.
પ્રેમ શૌર્યને કરી પ્રખ્યાત,
તે તે સઉની છે ગુજરાત;
તે તે સઉની છે ગુજરાત.

—કવિ નર્મદ.

---

૧ બોલે છે.

## ૧૬. ભરતભૂમિનું જયગીત

ભરતભૂમિના શૂર પુત્ર તે રહ્યા અમે શું રડી રડી
રહ્યા અમે શું રડી રડી
ખળભળતા ઉછળે બીજા ત્યાં રહ્યા અમે શું પડી પડી

શું ગયા રામ ને કૃષ્ણ અમારા વીરા
ભીમાર્જુન આદિ ગયા શું પાંડવ ધીરા
શું ગયા દ્રોણ ને કર્ણ ભીષ્મ ભડ [1]ગાજી
પૃથુ જયમલ સિદ્ધ પ્રતાપ અને શિવાજી
એ સહુ વીરોએ વરસાવી જ્યાં શૌર્યતણી ખુબ ઝડી ઝડી
શૌર્યતણી ખુબ ઝડી ઝડી
—ભરતભૂમિના

ક્યાં ગંગા જમુના વળી બ્રહ્મપુત્રા તે
ક્યાં સિંધુ તાપી નર્મદા સાભ્રમતી ક્યાં તે
ક્યાં કૃષ્ણા ગોદાવરી અને કાવેરી
ક્યાં મહા નદી ને મહી વીરલી ઘણેરી
એ સર્વ નદીનું પૂર ઉછળતું ગયું હવે શું ચડી ચડી
ગયું હવે શું ચડી ચડી
—ભરતભૂમિના

---

૧ મગન મગ્ન થનાર;

ક્યાં ગયું [2]બ્રહ્મનું તેજ, શૌર્ય ક્ષત્રીનું
ક્યાં ગઈ વૈશ્યની વૃત્તિ, થયું સૌ હીણું
શું ગયા શૂર રજપૂત, ધરા ધ્રુજાવી
શું ગયા મરાઠા વીર આણ વરતાવી
એ સહુની હવે શું કથી કથીને વાતજ કરશું ખડી ખડી
વાતજ કરશું ખડી ખડી
—ભરતભૂમિના.

શી યુરોપ કેરી ધજા આજ ફરકાયે
શી વૃદ્ધિ કરી છે આજ અમેરિકાએ
જાપાન મચ્યું શું આજ ધરા કંપાવી
જગ જોઈ રહ્યું છે શૌર્ય, [3]કુતુક દર્શાવી
ઓ અમે ત્યારે શું સુતા થાકી ખુબ પરસ્પર લડી લડી
ખુબ પરસ્પર લડી લડી
—ભરતભૂમિના.

શું હૃદય થયાં છે આજ શૂન્ય કંઈ એવાં
લાગે ન [4]કટુ વચનબાણ, વજ્રનાં જેવાં
શું ગયું હશે ચૈતન્ય, જડત્વ સમાયું
શું દેશભક્તિનું પ્રેમઝરણ સૂકાયું
રે વીર બંધુઓ એ દીન[5] શબ્દો સુણીશું ક્યાંસુધી ઘડી ઘડી
સુણીશું ક્યાંસુધી ઘડી ઘડી
—ભરતભૂમિના.

---

૨ બ્રાહ્મણ; ૩ કૌતુક—કુતૂહળ; ૪ કડવાં ઝેર જેવાં; ૫ હીણા;

શું પડીશું નહિ મેદાન, શૌર્યથી ઘૂમવા
શત્રુને નાંખવા હેઠ, પાદરજ [6]ચૂમવા
કેસરિયાં[7] ધરીને અંગ ઉમંગ ઉમળકે
શું ઘુમીશું નહિ રણમાંય રૂધિર ઉછળકે
શું બુઠ્ઠી થઈ તલવાર અમારી, ફરી ન થાશે ખડી ખડી
ફરી ન થાશે ખડી ખડી
——ભરતભૂમિના.

અમ હૃદય શૌર્યઅંગાર[8] નથી હોલાયો
સમયે દાવાનળ સમો ઉલટશે ચાલ્યો
ભારતની ધજાની હેઠ અમે ઘૂમીશું
જયજયજય જયકાર રણે જ કરીશું
એ આશા અમારી જયગીતે ને જયડંકાએ જડી જડી
જયડંકાએ જડી જડી
——ભરતભૂમિના.

—ખબરદાર.

---

૬ પગ પરની ધૂળ ચાટવા; ૭ કેસુડામાં બોળેલાં વસ્ત્ર; ૮ શૌર્યનો અંગારો.

# ૧૭. ગુજરાતનો યજ્ઞકુંડ*

દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
આવો, પૂરા રે, ખમવા દુઃખના ચીરા !

કડકડ ફૂટે ક્રોડ કડાકા, પર્વત ફૂંકે ફાટે;
ઝળઝળ જ્વાળા વ્યોમ જળાવેઃ ઉભા રહો દૃઢ વાટે !
દુઃખમાં શૂરા રે ! ૧

નથી પડવું યાહોમ કરીને આજે [1]અંધશૂરાનું;
નથી અબળને દમવુંઃ આ છે જડચેતનનું લ્હાણું !
દુઃખમાં શૂરા રે ! ૨

સત્ય જ પ્રભુના પ્રાણ અમારા, સત્ય જ અંગ અમારાં;
સત્યજ રક્ત વહે અમ નસમાં, સત્યજ વ્રત અમ ન્યારાં !
દુઃખમાં શૂરા રે ! ૩

માયા સૌ ઘર તણી ને સુખની ડાળી દફની;
આત્મશૌર્યનાં શ્વેત સજ્યાં પટ, ના કાયરની કફનીઃ
દુઃખમાં શૂરા રે ! ૪

પાય પડયા, વિનવ્યા કંઈ કંઈ, શું હૃદયહીણને રટવું ?
હવે પડયા રગડાવા રણ ત્યાં ના હઠવું, ના હઠવું !
દુઃખમાં શૂરા રે ! ૫

---

૧ શૂરવીર પણ અંધ.

ભારતદુઃખ શિરે અમ લેતાં, હૈયાં કેમ ન ફૂલે ?
ઓ ભારત ! નિધિ[2] પાર ઉતરજો અમ શબઢગને પૂલે !
દુઃખમાં શૂરા રે ! ૬

વાટે ઘાટે છાતી ફાટે, થાય સ્મશાની દુનિયા;
નવલખ આંખે વ્યોમ[3] રુવે પણ, પાછું જુએ ન મરણિયા !
દુઃખમાં શૂરા રે ! ૭

એજ અક્ષખની ધૂન અમારી, મૂગે મુખ દુઃખ સ્હેવું:
બેડીની જડ જડતાં અરિ પણ આખર રોશે એવું:
દુઃખમાં શૂરા રે ! ૮

કીર્તિ અમોલી ભારત કેરી આજ અમારે હાથે:
ઓ વીરા ! જગને ઝૂલવવી આ ગરવી ગુજરાતે !
દુઃખમાં શૂરા રે ! ૯

ધર્મક્ષેત્ર એ, કર્મક્ષેત્ર એ, એ રણક્ષેત્ર અનેરૂં !
જયજય કોને ભાગ્ય અદલ એ પુણ્ય જ ભારતકેરૂં ?
દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા !
ગાજો પૂરા રે સત્ય પ્રેમરસધીરા ! ૧૦

—ખબરદાર

---

૨ સમૂહ–બેડો, ૩ આકાશ.

# ૧૮. ભારતમાતા અને તેના કવિઓ

કોણ કટાક્ષવચન કવિને અહિં આજ કહે છે એવાં ?
ભારતના કવિ મુઆ નથી, હા ! આંખ ઝરે છે [૧]નેવાં;
ભડકા ભડભડે હો !–(ધ્રુવ)

તનતમ્બૂરતણા તારો તો રહે સદા ઝઝણાતા;
પણ અંગુલિએ બાંધ્યા પાટા, હાથ રહ્યા પછડાતાઃ
ભડકા ભડભડે હો ! ૧

હોત ન વાણી કંઠ રુંધાતી, સુખતર[૨] હોત ઘડી, તો
ગગનપાર ફેડી જ ગજવતાં ગાત માતનાં ગીતો !
ભડકા ભડભડે હો ! ૨

જુઆળ જેની દિનદિન ભરભર આવે ભરતી ઉરમાં;
પર્વત જેવા તરંગ ઉછળી ત્યાં જ શમે [૩]અંકુરમાંઃ
ભડકા ભડભડે હો ! ૩

હા ! અમ ભારતમાત ! હજી શું ડરે જુગોજુગ પડવું ?
તુજ તે હીનદશા સ્મરતાં શું ગુપ્તપણે રહ્યું રડવું ?
ભડકા ભડભડે હો ! ૪

તુજને ચ્હાતાં ફિતુર ગણાતું, તુજને રહાતાં[૪] પાપી ?
કાપી જીભ ગળે ખુંચવનીઃ દુર્ગત જતી ન માપીઃ
ભડકા ભડભડે હો ! ૫

---

૧ અંગારા, ૨ વધારે સુખદ, ૩ પેદા થયા ત્યાંજ, ૪ પડખે રહેતા,

હાય, હતું ભારતના કવિનું જીવન એવું ખારૂં ?
માતૃગાન સાટે મૃત્યુ જ કે જીવનભર અંધારૂં ?
ભડકા ભડભડે હો ! ૬

ભડકે બોળ્યા શબ્દ ઝઝળતા ખુંચતા કંઠે કારી;
રસ ના ધાર વહાવી શકે એ રસના[૫] જળો અમારીઃ
ભડકા ભડભડે હો ! ૭

\+ × + +

ભારતમાત ! હવે જો ઉર આ વીરરસે ઉભરાતું !
અમ રસનાના નવચમકારા જગત ભરી રેલાતું !
ભડકા ભડભડે હો ! ૮

તૂટો કવિ-ઉર ધૂનભર્યાં કે આ તમ્બૂર જ ફૂટો !
તુંહિં-તુંહિં તુંહિં-તુંહિં ભારતમાતા એ જ એક સુર ઊઠો !
ભડકા ભડભડે હો ! ૯

—ખબરદાર.

---

૫ જીભ.

# ૧૯. ભારતવીર ગર્જના

શું ભરૂં આભસું બાથ ?
શું કરૂં વજ્ર સંતાપ ?
કે ઉદધિ[1] ઉંડો ડોળું ?
કે ગગનતારલા તોડું ?
કે કરી ચરણ આઘાત પૃથ્વીના પર્વત સઘળા ફોડું,
જે થકી દેશી–મુજ દેશી તણી દૃઢ સ્વાર્થ શૃંખલા[2] તોડું.

મુજ રક્ત ઉછળે ક્રોધે,
ને અગ્નિ ભભુકે નેત્રે;
મુજ જિગર ઉછાળા મારે,
એ ક્રોધ, શોકની જ્વાળ, નાડી ને શિરા શિરામાં[3] વ્યાપે
હું ઇચ્છું જ્વાળ એ દહન કરે, દુઃખ દેશી તણાં નિજતાપે.

ઓ માત ! માત મુજ હિન્દ ?
બની આજ કુભાગ્યે રંક !
તુજ પુત્ર કુછન્દી ઉઠ્યા,
કર્તવ્ય—ધર્મને ચૂક્યા;
તું પ્રેર અમોને, પ્રેર માત ! કર્તવ્ય–વેદિમાં[4] બળવા,
તું માત તણા ઉદ્ધાર કાજ નિજ પ્રાણ ચરણ તુજ ધરવા.

ઓ ભારતનાં સંતાન ?
કયમ ભુલ્યા જાતિઅભિમાન ?

---

૧ મહાસાગર, ૨ સ્વાર્થરૂપી બેડી, ૩ રગરગમાં, ૪ યજ્ઞ,

કયમ સ્વાર્થ આપના શોધ્યા ?
કર્ત્તવ્ય માર્ગ કયમ ચૂક્યા ?
કંઇ રૂવે માનવી ક્રોડ દેશમાં, રંક બિચારાં ભૂખે,
કયમ ગમે ભોગ વિલાસ દેહના ? સુખી ત્હમે નિજ સુખે.

કંઈ બાળ ભમે રડવડતાં,
ને ખુણે માનવી સડતાં;
કંઇ રૂવે રંક વિધવાઓ—
ને કરે ગેબી પોકારો;
તે પાપ, ગરીબી, વ્હેમ તણી, દશદિશ વ્યાપતી જ્વાળા,
એ જ્વાળા તણી વિકરાળ ભભકમાં જોઉં હિન્દ મુજ માતા.

ઓ હિન્દ ! પુરાણી હિન્દ !
ઓ વિશ્વવન્દ્ય અમ હિન્દ !
તુજ રંક કર્મની રેખા,
કે પ્રભુ તુજપર રૂઠયા;
રે ત્રિશ કોટિ તુજ તનુજ સામટા, મૂઢ ઉંઘે *વિષઘેને
રે દેખી અવદશા ત્હારી દયાયે, ઉર લેશ નવ જ્હેને.

ઓ પ્રભુ ! પાપી, અમે પાપી,
અમે મૂર્ખ, અમે હતભાગી;
કંઈ સ્વાર્થ નિજના શોધ્યા,
ને સાર્વજનિક હિત ખોયાં:

---

* ઝેરનું ઘેન ચઢયું હોય તેમ.

તે સર્વ પાપની હશે સજાઓ, સહુ ખુશીથી ખમીએ,
પણ રંક માતની પ્રભુ ! અવદશા જોઇ અમે સહુ બળીએ.

ઓ પ્રભુ ! સજા બહુ કીધી,
કંઇ કરો ક્રોધની અવધિ;
અમ કલહ, દ્વેષને કાપો,
નીચ સ્વાર્થ, બીરૂતા ટાળો;
દ્યો સંપ, લક્ષ્મી ને વીર્ય, અમોને કરો પ્રતાપી પૂરા;
ને ખંડ ખંડ નિજ માત તણું જયગાન ગજવવા શૂરા.

—નર્મદાશંકર બાલાશંકર.

# ૨૦. સહુ ચલો ચલો ભારત સંતાનો

સહુ ચલો ચલો ભારત સંતાનો દેવદુંદુભી ગાજે,
દેશ–યજ્ઞ–બલિ કાજ ધસો પળ છે અણમૂલી આજે.

નવયુગ આજ મંડાયો,
અમ હિન્દ આજ સંધાયો,
ધ્વજ વિજયતણો ફરકાવો,
હર્ષાશ્રુ ગંગ વહાવો—
એ પુણ્ય ગંગ પુનિત ઉદકમાં[1] જશે તણાયાં પાપો,
દૃઢ નિશ્ચયથી સ્વર પ્રચંડથી પોકારો હિન્દ હમારો.

વિનતી કરી કરીને થાક્યા,
વ્યાખ્યાને મંડપ ગાજ્યા,
મહાસભા ભરી કંટાળ્યા,
બહુ પંચોથી[2] પરવાર્યા,
ઢંઢેરા લાંબા સુણ્યા,
કંઈ શબ્દછટાએ મોહ્યા,
ગર્જ્યા પણ ના કદી વરસ્યા,
બહુ વરસે પારજ પામ્યા,
હવે હિન્દ સ્વાવલંબનપર છે મુસ્તાક હિમાલય જેવું,
દૃઢપ્રતિજ્ઞ થઈ કર્ત્તવ્યરણાંગણ આપબળે ઝુઝનારૂં.

પૂર્વેનાં પાપો ધોશું,
કુરબાની કરી સોહીશું,

---

૧ પવિત્ર જળ, ૨ કમિશનો,

સહુ હિન્દી મળી જીતીશું,
સહુ હિન્દી સાથ મરીશું,
ડરે ભેદનીતિના ભોગ થઇશું નહિ નહિ કો કાળે,
મરશું બન્ધુના હાથે પણ ના ત્રાહિત દોર જમાવે.

અહ ! પુનિત સંગમ આજે,
ત્રિવેણી પુણ્ય પ્રભાતે,
સહુ "वंदेमातरम्" બોલો,
"अल्लाहो अकबर" બોલો,
"सत् श्री अकाल बोलो,
જય ત્રિભુવનમાંહી ગજાવો,
છે જાન માલ કુરબાન અમારાં હિન્દ માતને ચરણે,
બસ કહેવું નથી, કરવાનું હાવે બંધનમુક્ત થવાને.

નવયુવાન બંધુ ! ચાલો,
નિમંત્રણ માત સ્વીકારો,
શયતાની મહોબ્બત તોડો,
બસ ગુલામી શિક્ષણ છોડો,
ભીરુતા ને મોહજ ટાળો,
દળ રાષ્ટ્રતણુંજ બઢાવો,
રે ભાવીના સરદારો !
ના ના રે મુખ છુપાવો,
હા ! આર્તનાદથી માત પુકારે દીન ફરમાન વિચારો,
ચઢો રણે સૌ ધર્મયુદ્ધમાં હિન્દ હવે ઉદ્ધારો.

પંજાબ ખિલાફત દુઃખો,
ઘરઘરના આર્ત પુકારો,

શે ભૂલિયે કારીજખમો ?
બિચ્છુ વાંકે વિંધ્યા સહસ્રો,
બન્ધુની રજળી લાસો,
હજી મ્હાલે અહીં [3]શયતાનો,
રે ! દુઃશાસન[3] દુષ્કૃત્યો !
દ્રોપદી[4]નાં ખેંચ્યાં વસ્ત્રો !
ધોળે દી અત્યાચારો,
શું ભૂલશે પાંડવ વીરો ?
ઓ ભીમ ! ગર્જ બલવીર્યથકી નિરાંતે કયમ બેસાય ?
શું દુઃશાસન[3] લ્હેર કરે પાંચાલી છૂટા કેશાય !

રે ! સર્પ સમાન ચલાવ્યા !
બાંધી બાંધી ફટકાવ્યા !
ધગતા અંગાર જલાવ્યા !
બંદિખાનાં ઉભરાવ્યાં !
તરીપાર કંઇને કીધા !
ચોરોએ શાહુ દંડ્યા !
તોયે શું ન્યાયે મોઘા ?
શું સ્વાદ પુરા ના ચાખ્યા ?
રે ભાગ ભરો કયમ પાપે ?
શયતાન[5] તણા સહકારે ?
જીવતા પણ મુઆ ભુંડા ?
કાં નહિ કરવાં કેસરીયાં ?

---

૩ બોસ્ત્વર્થ સ્મીથ વગેરે, ૪ મનીઆનવાલાની ઓરતો,
૫ રાયતાની રાજવહીવટ.

ઓ ! બુદ્ધમાન ધારાશાસ્ત્રી મુસદ્દી પંડિત જાગો,
કંઇ સમય વિચારો સાર્થ કરો શક્તિ તમ સંધિ સાધો.

વાણિજ્યશૂર સંતાનો !
ઓ ! સાહસિક શ્રીમાનો !
ધનરાશિ યજ્ઞે ખડકો,
ભામાશા સ્થળસ્થળ પ્રકટો,

છો લક્ષ્મીપતિ, ના દાસ બનો, ગઇ પ્રાપ્ત ફરીથી કરશો,
પણ દુર્લભ કેસરી પ્રતાપ જાતાં જુગજુગ રોતા રહેશો.

ઓ શૂરવીર સંતાનો !
ભડવીર ભલા ખેડુતો !
શ્રમજીવી બન્ધુ બ્હેનો !
બાંધી દો સેતુબંધો !
દુઃખસાગર ઉતરી ચાલો,
રે ! માત સીતા છોડાવો,

રઘુવીર કરે ટંકાર સજી સમજી સામગ્રી સર્વે ચાલો,
ના સિદ્ધિ સાધનમાં પણ સત્વે, રાવણને રગદોળો.

નિજ ધર્મ સહુ વિચારો,
વ્રત ઐક્ય, સ્વદેશી સાધો,
રે અધમ દ્વેષ ફિટકારો,
દિલ રાખો પ્રેમ ફુવારો,

બસ વિજય વિજય છે દૈવી યુદ્ધ-સચ્ચાઇ શાંતિનાં શસ્ત્રો,
છે અભયદાન આત્માર્પણ એ જગસંજીવનના મંત્રો.

—કલ્યાણજી.

## ૨૧. 'સહુ ચલો જીતવા જંગ'

સહુ ચલો જીતવા જંગ, બ્યુગલો[1] વાગે;
યાહોમ કરીને પડો ફતેહ છે આગે. ટેક.

કેટલાંક કર્મો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે.—યાહોમ.

સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ [2]પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઈંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;
થઇ ગર્દ[3] જંગમાં મર્દ હક્ક નિજ માગે.—યાહોમ.

સાહસે કોલંબસ ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપના સ્હામો,
સાહસે સ્કોટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે.—યાહોમ.

—કવિ નર્મદ.

---

૧ રણશીંગાં, ૨ પ્રસિદ્ધ—મશહૂર, ૩ ધૂળ થઈ—રગદોળાઇ.

# ૨૨. વીરની વિદાય

---

મ્હારા કેસરભીના[1] કન્થ હો !
સિધાવો જી રણવાટ.
આભ ધ્રૂજે, ધરણી ધમધમે, રાજ !
ઘેરા ઘોરે શંખનાદઃ
દુંદુભિ બોલે મહારાજનાં, હો !
સામન્તના વીરવાદઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

આંગણ રણધ્વજ રોપીઓ હો !
કુંજર[2] ડોલે દ્વારઃ
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝારઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

પુર પડે,[3] દેશ ડુલતા હો !
ડગમગતી મ્હોલાતઃ
કીર્તિ કેરી કારમી, રાજ !
એક અખંડિત ભાતઃ
મ્હારા કેસરભીના કન્થ હો !

---

૧ કેસરથી રંગભીના થયેલા, ૨ હાથી, ૩ આવ્યે.

નાથ ! ત્હડો રણઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશ:
બખ્તર વજ્રની સાંકળી હો !
ભર રણમાં [4]પાડવીશ:
મ્હારા કેસરભીના કન્થ હો !

સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરૂં રણમ્હોડ:
ખડ્ગને માંડવ[5] ખેલવાં,
મ્હારે રણલીલાના કોડ:
મ્હારા કેસરભીના કન્થ હો !

આવતાં ઝાલીશ બાણને હો !
ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફૂટે[6] મ્હારા ઉરમાં, રાજ !
ઝીલીશ દુશ્મનદાવ;
મ્હારા કેસરભીના કન્થ હો !

એક વાટ રણવાસની રે,
બીજી સિંહાસનવાટ:
ત્રીજી વાટ શોણિતની [7]સરિતે,
હો ! શૂરના સ્નાનનો ઘાટ:
મ્હારા કેસરભીના કન્થ હો !

---

૪ મોકલીશ. ૫ હથિયારનું નામ, ૬ તૂટયે, ૭ લોહીની નદીનો

જયકલગીએ વળજો, પ્રીતમ !
  ભીંજશું ફાગે ચીરઃ
નહિં તો વીરને આશ્રમ મળશું,
  હો ! સુરગંગાને[૮] તીરઃ
  મ્હારા કેસરભીના કન્થ હો !

રાજમુગટ ! રણુરાજવી ! હો !
  રણુઘેલા ! રણુધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ !
  વાધો[૯] રણે, મહાવીર !
  મ્હારા કેસરભીના કન્થ હો !

—ન્હાનાલાલ.

---

૮ દેવગંગા, [૯ ઝુકાવો.

# ૨૩. રણે વિદાય

હણહણતો હય બારણે, વીરા ! પેંગડે પાય ધરો જી !
પેંગડે પાય ધરો જી, વીરા ! મુહૂર્તસમો આ ખરો જી !–
આંખમાં અંજન, રણરસરંજન, ગુંજન યુધગીતોનાં;
વાંકી વાંકી પ્હેરી પાઘ પીળી આ, વિંધશો નેણ જ કોનાં ?
વીરા ! પેંગડે પાય ધરો જી. ૧

તાણી તાણી આ મૂછ છે મરડી, કરડી રહ્યા હોઠ રાતા;
વારે વારે મુખ મારે ખુંખારા, ને તડપી રહ્યા પગ તાતા !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૨

દડબડ દડબડ દમભર દોડી, ખુબ ખુંદો રણ [1]ખાંતે;
ચહુદિશ[2] અસિ ચમકાવી બતાવો શૂરપણું ક્ષણમાં તે !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૩

વીર પિતાના વીર હૈયા તે ચૂકશે કયમ આ દહાડો ?
વીરરસે રણકુંજ ઘુમીને શીરનાં ફુલ[3] ઉડાડો !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૪

ભારતમાત ઉભી ઉમરામાં આશિષ દે શુભ આજે :
હણહણતો હય વીર ! ચઢો આ, જયજય દુંદુભિ વાજે !
વીરા ! પેંગડે પાય ધરો જી. ૫

—ખબરદાર.

---

૧ હોંસે, ૨ ચારે દિશાઓમાં, ૩ શત્રુઓનાં માથાંરૂપી ફુલ.

## ૨૪. સમશેર સારી ખલ્કની

સમશેર સારી ખલ્કની[1] અમને નહીં તાબે કરે;
અમ આત્મ છે પ્રભુ તેજ તે નહીં તુચ્છ શસ્ત્રે [2]ગાભરે—સમ૦

મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે તો,
હોમીશું અમ જાતને—સમ૦

લાંછન ગુલામી શીર લઇ,
પાળ્યા[3] પશુસમ જગ ફર્યા;
આંખો અમારી છે ખુલી,
બસ ધોઈશું સૌ પાપને—સમ૦

પરતેજથી નહીં ભડકશું[4],
પણ તેજ અમ જગ દાખશું;
જોશે બધી આલમ હવે,
અમ હિન્દીની તાકાતને—સમ૦

—વસન્તવિનોદી.

---

૧ દુનિયાની, ૨ ગભરાય, ૩ પાળેલા–ખીલડે બાંધેલા, ૪ અંજાઇશું.

## ૨૫. જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

જય　　　સ્વદેશ !
જય　　　સ્વરાજ્ય !
જય　　સ્વતંત્રતાનું　　તાજ
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

બની સુધીર હિન્દબાળ !
બની સુધીર હિન્દબાળ !
હૃદ ઉમંગથી પુકાર—
　　વહવી ઉર દેશદાઝ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

હિન્દને સ્વરાજ્ય રામ !
હિન્દબાલ હૃદય હામ !
　　દે સ્વતંત્રતાનું તાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

નૂતન વર્ષ હર્ષ સાથ !
દે સ્વરાજ્ય સિદ્ધિનાથ !
　　આપ એ અમોલું રાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

અર્પું દેહ દેશ કાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

—નાગરદાસ પટેલ.

## ૨૬. હરહર મહાદેવ !

—— ——.

કૂચ કદમ ભરો રણુ રંગે, ભૂમિ ભારતનાં સંતાન !
જોદ્ધા ! ઝૂકાવો જંગે, શુદ્ધ સિંહણસુત **સમાન:**
"હિંમતે મરદા મદદે ખુદાઃ" તક સાધો [1]તતખેવ !
ગજવી હર હર **મહાદેવ.**
**શા** રોમ રોમ ભર ભડકા ! પ્હોંચે જેની નભ જ્વાળ !
**ઉડતા** તન વીંધી તણુખા, લોચન ભભુકે અંગાર !
**એ આત્મશૌર્ય**ના પૂર પ્રવાહે વહતાં [2]અવશ્યમેવ—
ગજવો હર હર **મહાદેવ.**
**ઉછળે** નસ નસમાં તાજું, વીરશોભન[3] તમ શોણિતઃ
ને શ્વાસોચ્છ્વાસે ગાજ્યું, શુચિ આત્મિક જોમ પુનિતઃ
એ બળ શોણિત ને હાડમાંસ સૌ ખપાવી સાધો ધ્યેય–
ગજવી હર હર **મહાદેવ.**
મૃતસંજિવની[4] જડીબુટ્ટી સુંઘ્યા પછી શા ભણુકાર ?
**બ્રહ્માન્ડ** પડે છો તુટી, મનમેરૂ[5] ન પળ ચળનાર !
**શર**[6] ઝીલો ફુલસમ શૂરા, નવછાજે કાયર ટેવ:
ગજવો હર હર **મહાદેવ.**
**તમ** જ્વલન્ત જીવનજ્યોતિ, હૈયે મર્દાની હીર;
**એ** દૈવી **શક્તિ**યોથી, તોડો જનની—જંજીર:
ને કૂખ, કુળ, નરદેહ દીપાવો કાળ હઠાવીનેય:
ગજવી હર હર **મહાદેવ.**

---

**૧ તરતજ, ૨ જરૂર, ૩ વીરોને શોભાવનાર, ૪ મુડદાંને સજીવન કરનાર, ૫ મનરૂપી મેરૂ પર્વત, ૬ બાણ.**

સમરાંગણની શરણાઇ, રગ રગમાં પૂરે શૂર:
ધસમસતાં ધાઇ ધાઇ, કો અકલિત[7] અંતર પૂર:
સૌ જંગપડી રણરંગ રાખતાં સજો[8] ત્રિવિધ[9] ભત શ્રેય:
ગજવો હર હર **મહાદેવ.**

વીર ! મરી મૃત્યુ દીપાવો, ફરી જીવાય તો જશ સાથ:
વીર ! મરી જીવન્ત બનાવો, જીવતાં મૂડદાં કંઇ લાખ:
યદિ ! સ્વર્ગ સંચર્યો સેનાનીની ચ્હાય અમરગણ[10] સેવ !
ગજવો હર હર **મહાદેવ.**

**—કેશવ હ. શેઠ.**

---

૭ કળાય નહિ તેવાં, ૮ સાધો, ૯ ત્રણે, ૧૦ દેવલોક.

## ૨૭. સ્વતંત્રતાના સૈનિકોને

હો સ્વતંત્રતાના સૈનિકો ! સૌ સજી વીર શણગાર,
રણધીર વીરોનાં ગીતો ગૂંથી જીવનને તાર;
ધ્વજ સ્વરાજ્યનો ત્રિરંગો ફરકાવો દ્વારેદ્વારઃ

ધપી રણભોમ !
કરી યાહોમ !
ગજવી અર્જુન–ટંકારઃ

તુમૂલ જંગ જીતી ભારતનો વર્તાવો જયકાર.

હાકલ વાગી કુરૂક્ષેત્રે ને ડોલી રહી દિક્‌પાળ,
અંગાર ઝરે ભૂમિનેત્રે ચડી રગ રગ વિગ્રહજ્વાળ;
સ્વાર્પણથી ભોમ સુહાવો ધોળી પી કરાળ કાળઃ

ને થાઓ અમર !
એ વ્હાઓ શ્રી–વર !
વીર ! કરો સફળ અવતારઃ

ધર્મ જંગ જીતી ભારતનો વર્તાવો જયકાર.

ડંકો સૂણીને ધસતા, તજી સમાધિ સંતો બ્હાર,
વનરાજ વનેવન વસતા, યદિ ! ભરે ઘૂઘવી ફાળ;
ભીમભીષ્મતણા રણહણતા શા રંગભીના તોખારઃ

સૈનિક શૂર
આત્મિક નૂર,
દીપાવો આવારઃ

જીવનયુદ્ધ જીતી ભારતનો વર્તાવો જયકાર.

વાગ્યાં અમૃત ચોઘડીઆં, જાગ્યા દૈવી રણકાર,
ધિમકીટ્ ધિમકીટ્ ગગડીઆં, રણવાદ્ય દૈવી દરબાર;
ધમધમતી ધરતી ઝોલે, કેસરીઆના ભણકાર:
ભડ બહાદુર !
ઉછળ્યાં પૂર:
ઉઘડયાં યુદ્ધ—સવાર:
દિવ્ય જંગ જીતી ભારતનો વર્ત્તાવો જયકાર.
રણ રામ—કૃષ્ણ વિરાજી, શો ભરે તેજ ચમકાર !
વીર પ્રતાપ ને શિવાજી, દે પૂર્વજ વ્રત અધિકાર;
હિમાચલ નિશ્ચલતા દઈ, રેલાવે અમૃતધાર:
અ સ હ કા ર—
ને હથિયાર,
ખડા ગાંધી સરદાર:
દમનજંગ જીતી ભારતનો વર્ત્તાવો જયકાર.
જનનીના સપૂત સાચા, નિજ ઉતારવા ઋણ ભાર,
ધપતાં પડશો મા પાછા, જો ચાહો પુનરોદ્ધાર;
ધન્ય હોમાવું રણયજ્ઞે, કુલ કુટુમ્બ સહ પરિવાર:
ફૂલ ને ફાલ,
દેવ દયાળ,
વધાવવા તૈયાર:
જયદેવી ઉભી અનુરાગે, સમર્પવા જયમાળ.

—કેશવ હ. શેઠ.

## ૨૮. ચલો !

---

ચલો, શૂરવીર ! ચલો જઇએ, સુભટનો યશમારગ લઇએ. ૧
સુણો, સૂતા કેસરી જાગે, કે રણનાં રણશીંગડાં વાગે. ૨
ઉડ્યા સ્થળ સ્થળ ક્ષત્રીય જાયા, શ્રીકૃષ્ણે વરદ[1] શંખ વાયા. ૩
શૂરોએ શસ્ત્રકવચ લીધાં, કે ભીષ્મે સિંહનાદ કીધા. ૪
ચડ્યા રણરથે રાય રાણા, મહાભારત વળી મંડાણાં. ૫
અહો ! જગની હાકલ વાગે, જગતના શૂરવીરો જાગે. ૬
ઉભી જો ! લઇને યશમાળા, અમ્બરને[2] દ્વાર અમરબાલા. ૭
ચલો ઝટ, ચલો, વીર બંકા ! અમરમારગ ઘો રણડંકા. ૮

—ન્હાનાલાલ.

---

---

૧ વર-ઇચ્છા દેનારા, ૨ સ્વર્ગ.

# ૨૯. રણનો મારગ

રણનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને!
પરથમ પહેલું મસ્તક મૂકી, રાખે વીરનું નામ જોને!
સુત વીત દારા શિષ સમરપે, તે અમૃતરસ પીતા જોને!
જીવનભોગ બળે જોદ્ધાઓ, જંગ પડીને જીત્યા જોને!

મરણ મોખરે થરથર કંપે, દિલની દુગ્ધા વામે જોને!
તીરે ઉભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને!

દેશદાઝની જે ઉર જ્વાલા, તે ભડ ક્યાંથી ભાગે જોને!
રણે ચડ્યા તે મુક્તિ પામે, દેખનારા દાઝે જોને!

માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને!
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને!

રણવાજાં વાગે ને સાચા વીર પડે મયદાન જોને!
ખડા મોરચે પડે ન પાછા, ચૂકે નહિ નિશાન જોને!

એવો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને!
રણધીરનો એ ધર્મ પુરાણો, કાયર જીવ્યું હરામ જોને!

—કેશવ હ. શેઠ.

# ૩૦. ગુજરાતનું ભાવી ગૌરવ

સુણ, ગરવી ગુજરાત, વાત કંઇ કહું હું કાનમાં;
સમજુ છે તું સુજાત, સમજશે સહજ સાનમાં.
વસ્તી વસુ[1] સુખ તને, વળી વેપાર વણજનું;
જ્ઞાન ધર્મે પણ સુખી, દુઃખી નહિ અધિક કરજનું.

નથી તેમ તું રહિત અન્ય મોટા સદ્‌ગુણથી—
વધો નામના હજી, વડિલ આર્યોના પુણ્યથી.
પણ ક્યાં બુદ્ધિ વિશાળ, કવિ–ઋષિ વીર ગયા ક્યાં ?
રણ ગજવે, રંગભૂમિ–સર્વ એ સ્થિર થયા ક્યાં ?

પાડી દેહ પવિત્ર, ગયા ક્યાં રક્ષક એવા ?
ક્યાં તે સ્વદેશ દાઝ ? પ્રજા રાજાની સેવા ?
મહત્ પુત્ર ક્યાં ગયા, માત તુજ ઉંચા કુળના ?—
છોને નિકળ્યા બીજા ઘણાયે ઓછા મુલના.

ક્યાં પ્રાચીન ચાતુર્ય ? અસલતા ક્યાં રે તારી ?—
નૌતમ નરની નાર, જાણ્યું શું વંશ[2] વધારી ?
પુત્ર જણ્યા બહુ પેર, જણ્યા પણ જોગવિયા નહિ;
સુખ સ્વપ્ને દીઠેલ જાગિ તે ભોગવિયા નહિ.

છ્યાસિ લાખ નિજ પ્રજા છતાં વંઝા રંડાણી—
આર્યપુત્રી અનુપમા, હિંદ સુંદરિ હિંદવાણી.

---

૧ પૈસાનું, ૨ સંતતિની સંખ્યા.

બેઠિ પનોતી, હાય ! દુર્દશા આપે દેશે;
જ્યાં જોઉં ત્યાં સ્વાર્થ, ભટકતો ભિન ભિન વેશે.
ન મળે શૌર્ય ઉમંગ, આર્ય અભિમાન કશું રે;
દેશદાઝ વણુ પડી, પરાધિન પ્રજા પશુ રે.

ત્રણુ સૈકા વહિ ગયા વશ પડી રહી બીજાને:
જતા આવતા સર્વ યવનની આણુ તું માને.
હાય ! કેમ જીવાય, પરાધિન એ સ્થિતિમાં ?
છુટી પડે[3] અવતાર, ગુલામી દેખીતીમાં.

માડી ! ઉઠ, કર જોડ, ક્ષમા માગી લે વ્હાલી;
કર્તવ્યે પડ બ્હાર, હિંદમાં સહુથી પ્હેલી.
રજપુત વીર જગાડ, રાજ્યકર્તા કર સાચા;
બ્રહ્મબાળ વિદ્વાન, જ્ઞાન જિજ્ઞાસુ [4]જાચા.

દેશ દેશ વગડાવ, શંખ તુજ સ્વાધિનતાનો;
બધે ઐકયતા ભજવ, પરાજય કરી ભિનતાનો.
પિટવ ડાંડિ પરમાર્થ સ્વાર્થ સંહારી, માડી;
સુધરે પુત્ર પરિવાર, પરસ્પર પ્રીતે ધાડી.

ઉતરે પનોતી હાવાં, વખત આવે છે સારા;
તત્પર થા, ગુજરાત, હક્ક ભોગવવા તારા.
ગઇ ગુજરી જા ભુલી, શોક તેના શા કરવા ?
મરતાં ગઇ તું બચી, વળી કાં સૂઝે મરવા ?

તજ મિથ્યા કલ્પાંત, હામ હૈડે ધર માતા;
કર સજિવન નિજ વતન, શિર ઉપર છે સુખદાતા.

---

૩ એળે જાય, ૪ જાચક–ભિક્ષુક,

પૂર્વ જન્મનાં પાપ, નર્મદાજળ શુદ્ધ કરશે,
નવીન જન્મ શૂરવીર થકી એ ખોળો ભરશે;
હું કયાં જોવા રહું, નવીન એ જન્મજ તારો ?
માતા દુઃખ મુઝવણે ગાળિ નાંખ્યો જન્મારો.

હશે; ન મુજ મન દુઃખ વિશેષે એહ વિષેનું;
અર્પિ દઉં સો જન્મ, એવડું મા તુજ લ્હેણું.
સો આપું લઈ એક, સહસ્ર આપું એકે;
ગુર્જર દેશ ફરી જોઉં, દીપતો સત્ય વિવેકે.

પણ તે દિન હજિ દૂર, નથી મારા વારામાં—
મોડે વ્હેલે ભલે, જોગ પડતાં સારામાં.
નમન હાલ, ગુજરાત, માત ! આ સલામ છેલી;
સફળ થજો આશીષ, ભક્ત પુત્રે આપેલી.

—મલબારી.

---

૫ સેવા કરૂં.

## ૩૧. હિંદનું ભવિષ્ય

---

માડી હવે ઉજળી થાશે રાત અંધારી આથમી રે લોલ,
વ્હાણલાં વાશે થાશે પ્રભાત દુઃખડાં જાશે શમી રે લોલ.

માડી તારા ઘાયલ પુત સપુત સુતેલા જાગશે રે લોલ,
માડી થશે ઝાઝો ઝંઝાવાત જાતસુખ ત્યાગશે રે લોલ.

જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેસરી ત્રાડશે રે લોલ.

વરસશે સ્વાતિના[1] વરસાદ આકાશથી આવશે રે લોલ,
માડી એ છીપે મેંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.

જાગશે રામ વિનામાં રામ ગર્વગંજન[2] થશે રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર[3] અધમ ઉદ્ધારશે રે લોલ.

જાગશે કર્ણાર્જુન થઈ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે રે લોલ.

જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ,
માડી એને યુગયુગના અપવાસ કરશે પારણાં[4] રે લોલ.

જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રૂજાવશે રે લોલ,
જીતશે કુડકપટના ખેલ કુડ ત્યાં ધૂળ થશે રે લોલ.

---

૧ નક્ષત્રનું નામ, ૨ ગર્વથી ગાજરો–ખોંખારરો, ૩ કૃષ્ણ, ૪ અપવાસ પછીનું ભોજન,

આજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
આજી તારા દૂધમલ પીશે દૂધ દૂધ દીપાવશે રે લોલ.

મંદ મૃદુ હિમાળાના વાય ઉત્તરના વાયા જશે રે લોલ,
આજી જશે રોગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ.

ઝરશે અમી ઝરણું વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
ક્યારડે કલ્પતરૂનો[૫] પાક કણુના કળશી થશે રે લોલ.

આજી એવા મોંમાગ્યા વરસાદ કુંદનના[૬] વરસશે રે લોલ,
આવતી સાગરિયાની છોળ રતનચોક[૭] રેલી જશે રે લોલ.

આજી તારો ભાગ્ય-સવિતા ભર્ગ[૮] સિંચતો ચડતો જશે રે લોલ,
પ્રભુના શરદપૂનમના ચંદ્ર સમો મધ્ય સ્થંભી જશે રે લોલ.

આજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખા થશે રે લોલ,
આજી તારો જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.

—વિહારી.

---

૫ કલ્પવૃક્ષ-મનમાન્યો, ૬ સોનાના, ૭ રત્નોથી ભરેલો ચોક, ૮ પ્રકાશ.

## ૩૨. હિંદનો ઉષ:કાળ

ઉઠ તું, ઉઠ તું, હિંદ જો પૂર્વમાં;
બગના ભંગનો રંગ લાગ્યો,
અરૂણુ ઉદય થયો રંગ બદલી ગયો;
ઘોર અંધારનો તોર ભાગ્યો. ટેક.

પ્રાચી[1] પીળી થઇ, રાત તો વહી ગઇ,
ખિન્ન ચકોર ને ચંદ્ર ભાસે;
ઉડુ સંતાય છે, ઘૂડ ગભરાય છે,
પાણીનાં પોયણાં વિર્હ[2] ત્રાસે. ઉઠ તું૰

હંસ જો જાગીયા, કામમાં લાગીયા,
જંગ જાપાનમાં જો મચાવે;
પેખ ઉદયગિરિ, દૃષ્ટિ ઉંચી કરી,
સૂર્ય ધીમે, ધીમે આમ આવે. ઉઠ તું૰

—નાગેશ્વર જેઠારામ.

---

૧ પૂર્વદિશા, ૨ ચન્દ્રના વિયોગ વિચારથી.

# ૩૩. શકુનની ઘડીઓ

ધર્મના વીર ! ઓ આર્યપુત ! ઉઠજો !
સુભટના શકુનની વાગી ઘડીઓ :
ઉત્તરાયણ થયા, ઉત્તરે રવિ વળ્યા,
ભાનુના ભર્ગની વરસી ઝડીઓ. ૧

મૃત્યુને ખાળતા, શાન્તિને ઓધતા,
ભીષ્મ પોઢ્યા હતા યુદ્ધઘાટે :
મૃત્યુને પરહરી, શાન્તિબાથાં ભરી,
શૂર ! ત્યમ સંચરો યુદ્ધવાટે. ૨

સિંહના બાલથી ખેલતો—ગેલતો,
એ ભરતગોત્રનાં ગોત્રજો છો :
સિંહને શસ્ત્ર શાં ? વીરને મૃત્યુ શાં ?
મૃત્યુનાં અમૃતને ઓળખો છો. ૩

શાન્ત છો, દાન્ત છો, ધીર છો, વીર છો;
સુભટ છો સજ્જ નિઃશસ્ત્રતાથી :
ધર્મધ્વજ તમ ખડા; શસ્ત્ર સ્હામાં વડાં:
શ્રી હરિ સત્યના સમરસાથી. ૪

—ન્હાનાલાલ.

## ૩૪. ગુર્જર વીર

---

અમે તો ગરવા ગુર્જર વીર !
સોહે પ્રાચીન ઓજ[૧] ખમીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

કેસરી હાક અમારી ભયાનક
ગજવે ગવ્હર[૨] ગિર !
દુશ્મનના રણુરંગી સંગે
ખેલન કાજ અધીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

વિંધ્યાચળ અમ બાહુ ફેલ્યો
હિન્દ ધ્રુજાવે ધીર !
આંખલડીમાં અગ્નિ સમાવ્યો
કેસરરંગ્યા ચીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

છાંટી આભ[૩] જ્યો-મત્ત[૪] ધુણાવે
ઘેરાં સાગર નીર !
તેને મસ્તક નર્તન[૫] ખેલી
બાંધ્યાં બલ જંજીર[૬] !
અમે તો ગરવા ગુર્જર વીર !

---

૧ ઓજસ્, ૨ ગુફા, ૩ ગગન-આકાશ, ૪ વિજયથી ભાન ભૂલેલ, ૫ નૃત્ય, ૬ સાંકળથી,

કાળે બાણુ કુટીલ બનાવ્યું
સૂર્યે[૭] ઝબોળ્યાં તીર !
વીજલ ઘોર ઘનેથી[૮] ઉતરી
ભેટે અમ સમશીર !
અમે તો ગરવા ગુર્જર વીર !

મૃત્યુના મીજમાન સદાના
પ્રાણુ ઉદાર અમીર !
કાળ[૯] તણે કુમકુમ ચાંદલીએ
અમૃત યશની લકીર[૧૦] !
અમે તો ગરવા ગુર્જર વીર !

—રમણલાલ દેસાઈ.

---

૭ સૂર્યના તેજમાં, ૮ મેઘમાળમાંથી, ૯ મોત-મૃત્યુ, ૧૦ રેખા.

## ૩૫. વંદન જય ગુજરાત !

ભરતભૂમિની ગુણવંતી લઘુ પુણ્યવતી રસભૂમિ,
સત્યાગ્રહની કર્મભૂમિ તું, ઝઝૂમીએ જહીં ઘૂમી,
જયગાન ગજવતાં માત;
તુજને વંદન જય ગૂજરાત ! ૧.

રસકસવંતી ભરતભૂમિની શ્રેષ્ઠ [1]સુભગરસપુત્રી,
ગિરિ, ગવ્હર, સરવર, નદી, ઝરણાં, પ્રકૃતિ–પ્રસાદી ધરતી,
ધન ધાન્ય ભરી રળિયાત;
તુજને વંદન જય ગૂજરાત ! ૨.

યદુકુળ–તિલક કૃષ્ણચંદ્રની રાજ્ય–ભૂમિ જયવંતી,
ઘોષ ગીતાના સદાય કરતી, કર્મયોગ ગુંજવતી,
જય ગૌરવવંતી માત;
તુજને વંદન જય ગૂજરાત ! ૩.

સિદ્ધરાજ, વન, ભીમદેવ સમ સમરવીરોની[2] પ્રસૂતા,[3]
વીર કેસરીસમ જય–ત્રાડે[4] ધરણી જે ધ્રુજવતા—
કરી વિજય–ધ્વજ ફરકાટ;
તુજને વંદન જય ગૂજરાત ! ૪.

---

૧ સુભાગી–ખુશનસીબ, ૨ રણસુભટો–જંગબહાદુરો, ૩ જનની–પેદા કરનાર. ૪ વિજયનાદ,

નૃસિંહ, મીરાં સરખાં રસિયાં[૫] સંતનની રસ-જનની,
ધર્મ-ધુરંધર દયાનંદ ને કલાપીની કુલ-ભૂમિ,—
વા'તી[૬] રસબંસી દિનરાત;
તુજને વંદન જય ગૂજરાત ! ૫.

પ્રેમ-શૌર્યનું રણશીંગ ફુંકવતો નર્મદ જય ગજવે,
સત્યનિષ્ટ કર્મવીર ગાંધી અવનવ ચેતન પ્રેરે,
જન ચૂમે કીર્તિધ્વજ સાથ;
તુજને વંદન જય ગૂજરાત ! ૬.

જાગૃત જો તુજ તનુજ થયાં ત્યાં આ નવચેતન ભરતી,
પ્રાચી દિશામાં વિવિધ રંગભરી ઉદય ઉષા ઝળહળતી,
જો ! દિવ્ય હસંત પ્રભાત;
તુજને વંદન જય ગૂજરાત ! ૭.

ઘેરી ધુરંધર દેશતણાની ઘુઘરમાળ ઘમકશે,
સ્વતંત્રતા, રિદ્ધિ, સિદ્ધિ ને પ્રતાપ, ચેતન સરશે,
જોઇ સ્તબ્ધ થશે જગ માત !
તુજને વંદન જય ગૂજરાત ! ૮.

—બચુભાઈ રાવત.

---

૫ પ્રભુરસિયાં, ૬ વાજતી.

## ૩૬. અનન્ય ભારત

---

માત હો ! ન્હાઉં તનમનથી:
માત હો ! ન્હાઉં[1] તનમનથી;
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !—
માત હો ! ( ધ્રુવ )

જ્યાં પ્રભુમુખના રસબોલ પ્રથમ બોલાયા,
જ્યાં અગમનિગમના[2] ભેદ પ્રથમ ખોલાયા,
જ્યાં ધર્મકર્મના યોગ ખરા તોલાયા:
જે વસાઇ સુરજનથી[3] રે—
ભલી જે વસાઇ સુરજનથી:
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૧

જ્યાં જુગજુગના ઇતિહાસ ભણે સત છે જે,
જ્યાં સ્વર્ગ નરકના મર્મ પમાતા સ્હેજે,
જ્યાં અક્ષયપાત્ર અનેક ભરેલાં તેજે:
જે સવાઇ નન્દનથી રે—
ગણી જે સવાઇ નન્દનથી:
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૨

---

૧ સહાય કરું, ૨ વેદશાસ્ત્રના, ૩ દેવલોકથી,

જ્યાં ઋષિઋષિનાં નક્ષત્ર અચળ ઝળહળતાં,
જ્યાં નવજીવનમાં અમી યુગેયુગ મળતાં,
જ્યાં વહ્યાં ભક્તિરસ નીર ગંગશું ભળતાં:
જે સજાઇ ઉરધનથી[૪] રે—
ભવ્ય જે સજાઇ ઉરધનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૩

જ્યાં સરસ્વતીના વાસ પુણ્યભર શોભે,
જ્યાં કવિતાદેવી સૂર ભરે નભમોભે,
જ્યાં લક્ષ્મીના ભંડાર જગતમન લોભે :
જે ગવાઇ વન્દનથી રે—
જગે જે ગવાઇ વન્દનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૪

જુગજુગમાં જયટંકાર, માત ! તેં કીધા,
તુજ આત્મપ્રકાશ[૫] અનેક પ્રજાએ પીધા,
તુજ આશ્રમના આધાર અનાથે લીધા:
તું તવાઇ નિજ તનથી રે—
સદા તું તવાઇ નિજ તનથી :
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૫

---

૪ ઈશ્વરરૂપી ધનથી, ૫ આત્મજ્ઞાનરૂપી પ્રકાશ,

શું ત્રીશ ક્રોડ અમ જીભ ગાય ગુણ ત્હારા !
ઉર ઉરમાં વાગી ઘંટ કરે રણકારા,
અમ સદન સદન પડછંદ[૬] ભરે કંઇ ન્યારા !
દે વધાઇ દર્શનથી રે—
માત ! દે વધાઇ દર્શનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૬

અમ આત્મ આત્મ સન્દેશ લઇ તુજ ફરશું,
તુજ નવચેતનના ભેખ ધરી ઉર ભરશું,
મુખ ધરી પુણ્યભર નામ જીવશું મરશું !
તું જડાઇ જીવનથી[૭] રે—
માત ! તું જડાઇ જીવનથી !
નથી નથી તુજ જેવી, ભારત ! જગમાં અન્ય નથી !
માત હો ! ૭

—ખબરદાર.

---

૬ પ્રતિધ્વનિ, ૭ જીવનની સાથે.

## ૩૭. પ્રકાશનાં પગલાં

૧

પ્રભુની મોંઘી, ઓ માતા !
ઓ સુન્દરતાની કુંજ !
તુજ નિર્મળ તે સુખશાતા[1]
વહેશે ક્યારે નવગુંજ[2] ?
તુજ દૈવી પુણ્યપુરાણુ પ્રભાનો[3] કરવો પુનરુદ્ધાર,—
ઓ ભારતમાત ! વિચાર !

૨

તુજ પ્રજા બધી આ ઊભી
વરવા[4] નવરંગ પ્રભાત;
સહુ મોહ ગયા તમ ડૂબી,
ને વીતી ગઇ છે રાત :
આવે પગલાં શુભ નવજીવનનાં, ઊઠ, જગતને કાજ—
ઓ ભારતમાતા ! ગાજ !

૩

દોરવ અમને સદ્ધર્મે,
દોરવ અમને સત્પંથ;
નિર્ભયતા ભર અમ કર્મે,
ને શૌર્ય અખંડ અનંત:

---

૧ સુખ શાન્તિ દેનાર, ૨ નવું ગુંજન, ૩ પ્રકાશ, ૪ પર આસક્ત થવા,

સાતે આકાશ પડે શિરંપર પણ હટિયે ના તલપૂર !—
ઓ ભારત ! બન બહાદુર !

૪

અરધી દુનિયા રહે તાકી,
તુજને કરવા સ્વાધીન[૫];
ખખડાવે શસ્ત્ર તુમાખી,
સમજી અમને બળહીન :
પણ અર્ધ જગતશું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
ઓ ભારત ! ધરજે ધીર !

૫

જુગજુગની વીર્યસમૃદ્ધિ,
જુગજુગનું તેજસ સત્ત્વ;
તુજ ઉંડી આત્મનસિદ્ધિ,
જે પામી જગનું તત્ત્વ:
તે ફરી સચેતન ફરી જગવશે જયધુન તુજ સંતાન—
ઓ ભારત ! થા બળવાન !

૬

જગ ભલે અસત્યે જીતે,
જગ ભલે અધર્મ તણાય;
તુજ અંતરતેજ સુરીતે,
તું જાળવ એ [૬]તમમાંય:

---

૫ પોતાને હસ્તક, ૬ અંધકારમાંયે,

છે તોલવું દેવાંગણુમાં[7] દાનવ-માનવને યુદ્ધ—
ઓ ભારત ! રહેજે શુદ્ધ !

૭

તુજ ઇજ્જત તીર્થદ્વારે,
જગને કરવી મહેમાન;
રેલવવાં નવ-અવતારે,
જુગજૂનાં ઉરનાં ગાનઃ
સાગર સાગરની લહરીઓશું ઉર ઉર ઉછળે આશ—
ઓ ભારતમાતા ! પ્રકાશ !

૮

ઓ માત ! અમે સહુ ત્હારા,
તુજ કીર્ત્તિ અમારૂં સર્વ;
રજની[8] ભરતા[9] જ્યમ તારા,
રાખે રજનીનો ગર્વ :
દે હાક ! અને ખૂણેખૂણેથી ધસશું હારોહાર !—
ઓ ભારતમાત ! પુકાર !

—ખબરદાર.

---

૭ દેવને દ્વાર—સત્ય અને ધર્મની કસોટીએ, ૮ રાત્રિ, ૯ ને ભરી નાંખતા,

# ૩૮. શૌર્યનાં સ્મરણ

સિંહતણાં સંતાન, તમે હો ! સિંહતણાં સંતાન !
દૂધ તમે જે ધાવ્યા તે તો હતું [1]અમીરસપાન :
અરે હો ! હતું શૌર્યરસપાન,—
ખરે હો ! ટરે મગજ : મસ્તાન;
ભલા હો ! ગાજો[2] સિંહ સમાન !
કરો વીર ! જયો જયોજી !—( ધ્રુવ )

આર્યભૂમિના વીર ! તમે હો ! આર્યભૂમિના વીર !
નથી કાયરા કાયલજવતા, હતા બધા રણધીર :
અરે હો ! હતા સુભટ રણધીર;
નસે હો નથી નમાલું નીર !
હવે હો ! મૂકો કોરે શીર !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૧

ગડગડ ગાજે મેહ, ઉપર હો ! ગડગડ ગાજે મેહ,
હૃદય કેસરીનું ચીરાતાં ઉછળી પાડે દેહ,—
અરે હો ! આભ[3] ઉછાળે દેહ;
કરે હો કોણ જ બીજું એહ !
ભલા હો ! એ જ ટેકની [4]લેહ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણાં૦ ૨

---

૧ અમૃતપાન, ૨ ગરજો, ૩ ગગનપર્યંત, ૪ તાલાવેલી–સાચો પ્રેમ;

નયન નયનમાં ઝાળ ભરે[5] હો ! વીર બની વિકરાળ:
સિંહમૂછ પકડી શું જાશે ! એ નવ હોય શિયાળ !
અરે હો ! સિંહ ન હોય શિયાળ,
હરે હો ! પ્રાણુ બની [6]રિપુકાળ;
ભલા હો ! ભરો ગરજતા ફાળ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણું૦ ૩

પડે કારમી ચીસ, ઢળે હો ! ત્યાં કાયર દશવીશ;
વીર પડે તૂટી જ્યાં ત્યાં તો રહે કિયે ધડ શીશ ?
અરે હો ! ઉડે હજારો શીશ,
ઠરે હો ! રણુ ના કો [7]હરગીસ;
ભલા હો ! સાક્ષ કરે જગદીશ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણું૦ ૪

છો ઘેટાં દશ લાખ, ભલે હો ! જો ઘેટાં દશ લાખ !
વાઘ એક વકર્યો પડશે ત્યાં કોણુ બચી દે [8]શાખ ?–
અરે હો ! બચે ન દેવા શાખ,
મરે હો ! રોળાતાં થઇ ખાખ :
ધરો હો ! વીરતણો અભિલાખ !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણું૦ ૫

હું જ કેસરી એક, વને હો ! હું જ કેસરી એક :
એ અભિમાન અનેરૂં, વીરા ! સંકટ હણે અનેક,–

---

૫ અગ્નિ ભભૂકે, ૬ દુશ્મનના કાળ બની, ૭ હરગીજ–કદિયે,
૮ અસંખ્ય સંહારની સાક્ષી પૂરે,

અરે હો ! અરિને હણે અનેક,
મરે હો ! કે મારે એકેક[૯] !
ભલા હો ! રાખો ભારત ટેક !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણું૦ ૬

કરો જાન કુરબાન, બંધુ હો ! કરો જાન કુરબાન !
સ્વદેશનું કલ્યાણ પ્રથમ કે મૃત[૧૦] કાયાનું ભાન ?
અરે હો ! ના કાયાનું ભાન,
ધરે હો ! જે ઉરમાં અભિમાન,
ભલા હો ! એ જ શૂરનું તાન !
કરો વીર ! જયો જયોજી !—સિંહતણું૦ ૭

જય શૂરા સામંત, ધસો હો ! જય શૂરા સામંત !
હિંમતે મરદાં મદદ ખુદા દેઃ ચિંતા ન ધરો [૧૧]ચંત !
અરે હો ! ચિંતા શાની ચંત ?
ખરે હો ! [૧૨]તિમિરતણો છે અંત,
ધસો હો ! ગાતા ફાગ વસંત !
કરો વીર ! જયો જયોજી ! સિંહતણું૦ ૮

—ખબરદાર.

---

૯ એક એકને, ૧૦ ક્ષણભંગુર, ૧૧ ચિત્તમાં, ૧૨ અંધકારનો.

## ૩૯. રત્નહરણ

---

કોણ દુષ્ટ આવ્યો અહિં, વીરા ! કાળજ દીધું કોરી ?
કોણ અમારૂં અણમોલું તે રત્ન ગયો છે ચોરી ?
ગોરી સ્વતંત્રતા હો ?--( ધ્રુવ )

હસતું ઘર અમ રડતું કીધું, શૂન્ય બધું અહિં લાગે;
કોણ ફરી વસતું તે કરશે તેજ પનોતા પાગે ?
ગોરી સ્વતંત્રતા હો ?–કોણ૦ ૧

મંત્ર તંત્ર કંઇ કામ ન આવ્યાં, શસ્ત્ર પડયાં જ નકામાં;
છળબળથી હા કો પલકારે ગયો હરી એ શ્યામા :
ગોરી સ્વતંત્રતા હો ?–કોણ૦ ૨

વન વન ઢુંઢયાં પણ ન મળે કહિં, પડયાં વદન સહુ હેઠાં :
મધુર સખી ! રે આપણ વચ્ચે આ શાં જમરાં છોટાં !
ગોરી સ્વતંત્રતા હો ?–કોણ૦ ૩

કાળો કર દુર્ભાગ્યતણો કયાં છેક હજી છૂપાવે ?
કિયા શોકવનમાં પૂરીને રાક્ષસ પ્રિય ઝૂરાવે ?
ગોરી સ્વતંત્રતા હો ?–કોણ૦ ૪

નરવાનરનાં જૂથ મળે ક્યાં, ક્યાં હનુમાન અમારો ?
અંગદ સેવક કોણ બનીને દે સન્દેશો પ્યારો ?
ગોરી સ્વતંત્રતા હો ?–કોણ૦ ૫

કોણ પાજ બાંધી સાગર પર, નહિ કીધું તે કરશે ?
રત્ન અમારૂં મળશે પાછું, તોજ હૃદય અમ ઠરશે :
ગોરી સ્વતંત્રતા હો ?–કોણ૦ ૬

જ્યાં એ છે ત્યાં જનનું જીવન, નહિ ત્યાં મૃત્યુજ સારૂં :
એ વિણ રામ અદલ ક્યાં રહેશે ? આંખ વિના અન્ધારૂં ?
ગોરી સ્વતંત્રતા હો ?–કોણ૦ ૭

—ખબરદાર.

---

## ૪૦. ગુર્જરી સ્તવન

---

શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ.
રમત વાટમાં રે લોલ, ફરીએ સહિયર નીતિ સાથમાંરે લોલ.
શીળી રાતમાં રે લોલ, રમીએ સહિયર સૌ સાથમાંરે લોલ.

હર્ષે આંજી આંખડી રેલી મીઠા સૂર;
નૌતમ સ્નેહે ઉજળીએ[1] ઉત્તમ ગુર્જરી નૂર.

સખી ! વિશ્વની શી વાડી હિન્દ માવડી રે લોલ !
ભલી હિન્દની રસીક ભૂમિ ગુર્જરી રે લોલ !
રૂડી ગુર્જરીમાં પ્રૌઢ શોભા પાથરી રે લોલ !
સખી ! ગુર્જરી વિલાસવાડી આપણી રે લોલ !
શીળી રાતમાં રે-૦

હૃદયતણા પણ હૃદયથી નમીએ સૌ જગરાય;[2]
જન્મ દીધો આ ભૂમિમાં કુદરત જ્યાં છલકાય.
તીણું[3] ગાતી મીઠી નદિયો ત્યાં શી રમે રે લોલ !
પૂરાં ખીલી ઝુલી[4] ખેતરાં ધીરાં હસે રે લોલ !

---

૧ ઉજાળીએ-ચમકાવીએ, ૨ જગતનો રાજા-પ્રભુ, ૩ સૂરીલું, ૪ પાકવા બોજથી ઝુલી,

વિવિધ રમ્ય નવલ વૃક્ષ ફળ ફુલ છે રે લોલ !
સખી ! મધુરકણ્ઠી પંખીડાં પણ શાં વસે રે લોલ !
શીળી રાતમાં રે—૦

મનહર મોહક ભૂમિ આ આપણ એનાં બાળ;
નિર્મળ નેહે[5] શું નહીં ધરિયે એપર વ્હાલ ?

સખી ! માત માટે હૃદય શું ના બાળીએ રે લોલ !
સખી ! ગુર્જરીનું હીત શું ના ભાળીએ રે લોલ !
સખી ! સ્વાર્થ એને કાજ શું ના છાંડીએ[6] રે લોલ !
સખી ! સમય આવે પ્રાણને પણ પાડીએ રે લોલ !
શીળી રાતમાં રે—૦

—વસંતવિનોદી.

---

૫ સ્નેહે, ૬ જતો કરીએ.

## ૪૧. વીર જાગો

વીર જાગો જાગો રે.
હિન્દ રડત દુઃખથી હાય,
હૃદય તમ શું નવ ચીરાય;
માત રૂદન કયમ ખમાય,
સુજન જાગો જાગો રે.
કાન્ત વદન કરમ્યું હાય,
અબલ બનેલ ધ્રુજત પાય;
કમર કઠિન નવ રખાય,
શો સજેલ વાગો રે.
છિન્નભિન્ન શી જણાય,
અનુપમ માત હિન્દ હાય;
રાત દિન ક્ષીણ થાય,
તદપિ શું ન દાઝો રે.
રિબત માત કયમ ઉવાય,
ભવ્ય મનન કરી સદાય;
અધમ દ્વેષ પકડી પાય,
હિન્દ ઐકય સાધો રે.
રમ્ય દિવ્ય લો ઉપાય,
યત્નમાં છો જીવ જાય;
હામ તો પ્રભુજી સ્હાય,
વીર જાગો જાગો રે.

—વસંતવિનોદી.

# ૪૨. જય ! હિન્દ બાલ આપણુ હો !

અયે ! હિન્દ બાલ આપણુ હો !

જય ! જય ! હિન્દ બાલ આપણુ હો !

કયમ થનગન હૃદય ન નાચી રહે !
કયમ રગરગ રકત ન કૂદી વહે !
કયમ યોગ્ય ખુમારી ન શીર ચહે ?
બસ્ હિન્દ બાલ—૦—અયે—૦

ભલે મૂઢ કો હિન્દ નમાલી કહે,
ભલે અવગુણુ કો ભલી હિન્દ લહે,
પણુ દિવ્ય ભૂમિ આ એકજ છે,
તે હિન્દ બાલ—૦—અયે—૦

ભડ હિન્દ સમી રમ્ય બીજી કહીં ?
મૃદુ વિશ્વ ખુબી હસી હીંચી અહીં,
સુરી સાત્વિક લહર શીત સીંચી રહી,
તે હિન્દ બાલ—૦—અયે—૦

સા ધર્મી આવો હળી મળીએ,
નૂરે-હિન્દ ઝળળવા પણ લઇએ,
ક્યમ મહિંમહિં કાપી લડી મરીએ,
સૌ હિન્દ બાલ—૦—અયે—૦

કદી નિજ—હિત કો લડવા [1]પટવે ?
ચૂર નયન—શરે કરીએ શઠને,
ગિરિ નિશ્ચયથી વદી હર ડગલે,
સૌ હિન્દ બાલ—૦—અયે—૦

સૌ આવો આવો પણ લઇએ,
ક્યમ ભીરૂ બની પાછા પડીએ,
છો પ્રાણ પળે નહિ પીઠ ધરીએ,
જય ! હિન્દ બાલ—૦—અયે—૦

—વસંતવિનોદી.

---

૧ પટાવે-સમજાવે.

## ૪૩. અમ્હે તો ભરતભૂમિના બાળ

અમ્હે તો ભરત ભૂમિના બાળ,
અમોને કેવળ એ પર વ્હાલ,
નિરંતર કેવળ એ પર વ્હાલ.
અમ્હે તો૦

સ્વર્ગ સમી પરભૂમિ[1] સુન્દર ભલે રસમાં રમનાર;
અમ અન્તરમાં એને તેજે પળભર નહીં ચમકાર.
અમ્હે તો૦

રંક ભલે રહી માત અમ્હારી તદપિ તે અમ પ્રાણ;
હેયાંગેલ[2] સલૂણાં દેતી શીખવી ઉન્નત ગાન.
અમ્હે તો૦

અવર ભૂમિની ભૂરકીમાં નહિ ભરત અમ્હે ભૂલનાર;
પરમાતાનાં લાડ લૂખેરાં તે શૂં દુઃખ દળનાર.
અમ્હે તો૦

અનેર[3] વ્રત કંઇ અમ્હે ઉજવીશું ઝગતા સુર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર.
અમ્હે તો૦

—વસંતવિનોદી.

---

૧ પારકી ભૂમિ, ૨ગેલભર્યાં—હૃદયસ્પર્શી, ૩ અનેરાં.

## ૪૪. સ્વદેશની દાઝ

છે શું કોઇ માનવી જીવતો  અચેત[1] એવો,
જેને નથી જાગીઆ કદીએ મનમાં ભાવો,
જેણે કદી અંતરે  એહવું કહ્યું નથી કે
આ મારી ખુદ  મારી–આ માતૃભૂમિ છે ?

ભમી ભમી પરભોમ કિનારે પ્રવાસી જ્યારે
નિજ પગલાં નિજ ભોમ ભણી તે વળતી વાળે,
જરા કદી એ ઘેર જતાં એ અમુલખ અવસર
છે શું કોઇ એહવો દાઝયું[2] નવ જેનું અંતર ?
જો એવો કો હોય, જાવ ને નિરખો ત્હેને
કદીય એવા કાજ બિરદ[3] કવિનાં નહિ ગાજે.

હો મોટા ઇલકાબ,  નામ હો મહાન એનું
પરિપૂરણ કામના, ભલે હો અઢળક નાણું,
એ ઇલકાબો છતાં, છતાં સત્તા ને પૈસો
એ પામર નીચ જન્તુ જગત્ બધું[4] નિજમાં જોતો.
આ જીવતર માંહી તો સુકીર્ત્તિ સઘળી ખોશે,
પડી મૃત્યુ મુખ, નામ નિશાન સમેતજ જાશે.
જે માટીનો હતો તેજ હીણી માટીમાં
વણુ કીર્તિ, વણુ શોક, ગવાયા વિના [5]ગીતોમાં.

—ન્હાનાલાલ.

---

૧ ચેતન રહિત, ૨ માતૃભૂમિના પ્રેમથી દાઝી ઉઠયું, ૩ બિરદાવલિ, ૪ પોતામાં સમાઇ ગયેલું, ૫ કવિતામાં–કાવ્યમાં.

# ૪૫. સ્વદેશ પ્રીતિ

---

કપરૂં પણ પાળોરે, સ્વદેશ પ્રીતિ પાળોરે.
છે કોઇ એવા ઉગ્ર પ્રતાપી, કરે સંકલ્પ સવારે;
દિન ભરમાં[1] મુજ ભારતનું કરવું કલ્યાણ આટલું મારે—કપરૂં૦

છે કોઇ ટેકી નેકી એવા સૂતા પહેલાં વિચારે;
આજ શું કીધું દેશસેવાનું કાર્ય અલૌકિક ભારે—કપરૂં૦

આપ મદદવિણ કાંઇ ન સરશે, વિના સ્વબળ નહિ ફળશે;
એક મરણીઆ સોને ભારે, કાયર કોડ રઝળશે—કપરૂં૦

ધર્મ અર્થ મોક્ષ કામઃ માટે પ્રથમ સુખાશ્રમ જોઇએ;
આધિ વ્યાધિઉપાધિનિવારણ શાંત સમાધિએ [2]સોહીએ.—કપરૂં૦

મારી ભૂમિ મારી ભૂમિ—એમ અહંપદ[3] વચનો;
વદી વદી કૃતિ આચરતા શત[4] જો, શો[5] પરતંત્ર ભરત તો?—કપરૂં૦

ભીમાર્જુન, પૃથુ, કૃષ્ણ, રામની ભૂમિ ભરત શું [6]વંધ્યા?
નહિ નહિ હરિ ઘાયલ પણ સિંહણ કેસરીજનની[7] અવંધ્યા.[8]—કપરૂં૦

—સ્વ. હરિલાલ ધ્રુવ.

---

૧ આખા દિવસમાં, ૨ જોઇએ, ૩ અહંભાવભર્યાં, ૪ સો માણસ, ૫ શાનો હોય, ૬ વાંઝણી, ૭ શૂરવીરોની, ૮ વંદન વિનાની—ભક્ત વિનાની.

# ૪૬. જય જય બોલો હિન્દુસ્તાન !

---

હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન !

આ ભૂમિ આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન,
ત્રીસ કોટિ ભારતનાં તનુજો જય જય બોલો હિન્દુસ્તાન !

એક કુટુંબી ભાઇ આપણે, માતા ભારતનાં સંતાન,
હિંદુ, પારસી, મુસલ્લમીન સૌ, જય જય બોલો હિન્દુસ્તાન !

મંદિર, ને મસ્જીદ બન્ને છે, ઈશ્વર કેરાં ઉંચાં ધામ,
ભાઇ ભાઇમાં ભેદ ન હોવે, જય જય બોલો હિન્દુસ્તાન!

પુનઃ આપણી ભારતમાતા જગમાં પામે ઉંચું સ્થાન,
વિશ્વ સકળની ધર્મ માત એ, જય જય બોલો હિન્દુસ્તાન !

એક નેક ને એક ટેકથી, કરો એકતા કેરૂં પાન,
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન !

ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચાં નિશાન,
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન !

દૈવી–યુદ્ધના શાંત સૈનિકો, સ્થૂળ બળનું હરવા અભિમાન,
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન !

તલવારો, બંદુક, ભાલાથી, ઉંચાં છે આત્માનાં સ્થાન,
શરીર પડે પણ એતો અમ્મર, જય જય બોલો હિન્દુસ્તાન !

વિજયમાળ લઇ સ્વર્ગ સુંદરી, તત્પર છે કરવા સન્માન,
માતૃવેદિમાં પ્રાણ અર્પીને, જય જય બોલો હિન્દુસ્તાન !

હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન,
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન !

—ચંદુલાલ દેસાઈ.



# ૪૭. ટિળકનો દેહોત્સર્ગ

---

તૂટયા વીણા તાર, ગીત થતાં બસૂરાં હવે;
નયણે નીતરે ધાર, હૈડું હિન્દ તણું દ્રવે :
પાર્ષદ[1] ! આમ અકાળ, પ્રેર્યો શીદ તુજને ઇશે ?
જતાં કેસરી બાળ, નન્દનવન ઉજ્જડ દીસે !
ભર વર્ષામાં ગ્રીષ્મ, તપવી તેં અમ તપ ઉણે;
ભરતખંડમાં ભીષ્મ છાજ્યો ના અધુરાં પુણ્યે !
ઉલટયો ભરતી ઓટ, ડોલી નૌકા દેશની;
પડી ખોટમાં ખોટ, મુરાદ શી પરમેશની !
ખીલવ્યાં સ્વરાજ્યઅંગ, ‘સ્વ–હક્ક’ મંત્ર ફૂંકાયા મહા;
દીઠા ન પાક પ્રસંગ, ને ટિળક દેવજ થયા !
ગાજે ઘન સમ વીર, ઘણાય નેતા નામના;
નિધિસમ તમ ગમ્ભીર, અમર સ્મરાશે નામના :
મેઘઘટા ઘનઘોર, છાઇ રહેશે સૃષ્ટિને;
ઉજ્જવલ તવ સ્મૃતિ દોર, ચેતન પાશે દ્રષ્ટિને:
તપાવશો તમ તેજ, સૂર્ય શશિનાં નૂર સહે,
નિજ આદર્શ વડેજ, અમ જીવન ઉજ્જવલ વહે.
પ્રફુલ્લ પુષ્પ સમાન, સુગન્ધ દઇને સંચર્યા;
જન્મ્યું જીવ્યું પ્રમાણ, યશ, શાશ્વત શાંતિ વર્યા !

—કેશવ હ. શેઠ.

---

૧ ઈશ્વરનો દૂત.

# ૪૮. ભારતનાં યશોગાન

ગાઓ તે ભારતનાં યશ ગાન :
ધર્મ, સત્ય ને પ્રેમ પુણ્યભર, દિવ્યધરા રસ ખાણુ;
એક ને અભેદ્ય એ રસ ખાણુ :
ધન્ય, ધન્ય ભારતનાં સંતાન !
—ગાઓ.

પવિત્રતા, સૌન્દર્ય, જ્ઞાનનો અવિચળ જે ઉદ્યાન;
ઈન્દ્રનો અવિચળ જે ઉદ્યાન :
રૂડાં તેનાં વીણવાં ફુલ–પાન !
—ગાઓ.

વીર, કવિ, કોવિદ, ઋષિ, મુનિ જ્યાં સંત, મહંત મહાન;
અમર જ્યાં સંત, મહંત મહાન;
સતત્ જ્યાં દયા, ક્ષમાનાં દાન !
—ગાઓ.

રક્ષિત [1]રત્નાકર, ગિરિવરથી. અવર ન એહ સમાન;
દેશ કો અવર ન એહ સમાન:
મનોહર કુદરતનાં જ્યાં સ્થાન !
—ગાઓ.

૧ સમુદ્ર.

રત્ન રમ્યાં જે જનની અંકે, રામ, કૃષ્ણ, હનુમાન:
પૂજ્ય જે રામ, કૃષ્ણ, હનુમાન:
બુદ્ધ, શંકરનાં ગરવાં જ્ઞાન !
—ગાઓ.

રત્ન સમી રજ[2] અંગ લગાવે, ભૂતનાથ[3] ભગવાન;
ઑલિયા ભૂતનાથ ભગવાન :
અમારા આળોટે ત્યાં પ્રાણ !
—ગાઓ.

લક્ષ્મણ, અર્જુન, ભીષ્મ પિતામહ, બ્રહ્મચારી બળવાન;
પિતામહ બ્રહ્મચારી બળવાન :
ભોમ પરભોમે જેનાં માન !
—ગાઓ.

બ્રહ્મ તેજ ભર એજ ભૂમિ પર, તન, મન, ધન કુરબાન;
અમારાં તન, મન, ધન કુરબાન :
જનનીના જય-હિતમાં મસ્તાન !
—ગાઓ.

—કેશવ હ. શેઠ.

---

૨ ભભૂતિ, ૩ શંકર ભોળાનાથ.

## ૪૯. જગાવો ભારતને કીરતાર !

જગાવો ભારતને કીરતાર !
રામ સમોવડ શાસક શોધું પયગમ્બર અવતાર,
મુગ્ધ બને જેના શાસનને જોઇ વિશ્વ-સંસાર:
—જગાવો.

હે બળપ્રેરક બળિભદ્રવીર[1], થવા સ્વદેશોદ્ધાર;
ક્ષુધા, તૃષા ઉર તાપ ટળે ને પીગળે જીવનભાર !
—જગાવો.

ધનિક જાગે, કોવિદ જાગે જાગે ખેતીકાર;
જાગે જનની, બાલ, બાલિકા: સજે સ્નેહ કલ્યાણ:
—જગાવો.

ભરતખંડના અમિત ભેદો ભેદી, સરજનહાર !
સમસ્ત હિન્દી કરે અકયથી સ્વરાજ પદસંચાર:
પ્રભો ! અમ સ્તુતિનો આ સાર.
—જગાવો.

—કેશવ હ. શેઠ.

---

૧ કૃષ્ણ.

# ૫૦. જય જય મા મ્હારી !

---

સ્વર્ગગંગા સેંથો મા ત્હારો,
માનસસર શિરમણિ રૂપાળો,
ભાલ–ત્રિવલિ વિમલ હિમ–હારો,
જય જય મા મ્હારી !

ઝુલે જાહ્નવી સિન્ધુ કાને,
રેવા મહાનદી કટિ સ્થાને,
કાવેરી તોડા ઠેકાણે,
જય જય મા મ્હારી !

રામેશ્વર એડીએ ચળકે,
પુરી દ્વારિકા કાશી ઝળકે,
મા તારી વાળીની ઠળકે,
જય જય મા મ્હારી !

સપ્તસ્થલ પંજાબ એક કર,
પરશુ અરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રી કટિ પર,
જય જય મા મ્હારી !

રામ સૌમ્ય તુજ દૃગ પલકારો
બુદ્ધ ઉદધિઉરનો ધબકારો,
ગુરૂ ગોવિન્દ પ્રકોપ ફુંફાડો,
જય જય મા મ્હારી !

ભક્તિ–ગાન–ધ્વનિ માને વ્હાલી,
એ સ્વરબ્રહ્મ વિષે લે તાળી,
અગણિત માની સન્ત–પ્રણાલી,
જય જય મા મ્હારી !

દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે,
જ્ઞાન–સમાધિ–પ્રકાશ જ ઢોળે,
વ્યાસ પતંજલી શંકર બોલે,
જય જય મા મ્હારી !

શું શું મા તુજ સ્તવું વખાણી,
યુગ યુગ રાજ રતનની ખાણી,
અશોક અકબર વિજયા રાણી,
જય જય મા મ્હારી !

—બળવંતરાય ક. ઠાકોર.

## ૫૧. મહાજન પૂજન

આવો અમારા દેશમાં પૂજન તમારૂં થાય છે,
સર્વસ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે. આવો.

જેણે ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે,
તે સત્ય વાણી અભયવરદા[1] એકલો પૂજાય છે. આવો.

જેનું હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં,
એ પુનિત સુંદર હૃદયવરનું પ્રેમ પૂજન થાય છે. આવો.

જેણે ગણ્યું આ જીવિત સરખું તુચ્છ પરદુઃખ આગળે,
પરમેશ દિવ્ય મનુષ્ય એકજ એજ અહિં પૂજાય છે. આવો.

જેને હજારો દુઃખ દેશની અર્થ પુષ્પ સમાન ને,
એ પુષ્પના ભરગુચ્છની મૃદુમાળમાં મ્હેંકાય છે. આવો.

તે વીર ધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
જ્યાં લોકરાજ પ્રતાપનું* છે આદર્યું પૂજન અમે. આવો.

કુંકુમ ભર્યે પગલે પધારી આંગણું પાવન કરી,
અમ ગરીબજનના હૃદયને અભરે[2]ભરો અમીધારથી. આવો.

—મગનભાઇ પટેલ.

---

૧ અભયવર દેનાર, ૨ ટોચાટોચ.
* જ્યાં હિન્દના દાદાતણું, એમ પણ ગવાય છે.

# પર. એ જોગીરાજ

( ૧ )

જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને,
પુરાતન ભાન્તને ચોક: અલબેલડી !
જનનીએ દીધ એવા એક જોગીરાજને:
જગવ્યા જેણે ચૌદ લોક: અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

કરણે સુણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મ બોલ : અલબેલડી !
હૃદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને !
તપના ત્રિખંડ રવિ તોલ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યા અમૃતે જેનાં ઉર: અલબેલડી !
નિરખ્યા—એ પરખ્યા મુજ દેશ જોગીરાજને;
નયણે જેને વીજ—નૂર[૧] ; અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

---

૧ વિજળીનો ચમકાર,

( ૨ )

દીઠા સખી ! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધ શા વિશુદ્ધ દયા—રોમ ! અલબેલડી !
જાણ્યા—મનમાન્યા તપસિદ્ધ જોગીરાજને;
જીવને ગુંથેલ કૃષ્ણ—પ્રેમ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

રસના અખંડ રટે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસ : અલબેલડી !
શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને;
ઝીલ્યા જનકશા સંન્યાસ અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જીવને જડેલ સખી ! એક જોગીરાજ એ,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીરઃ અલબેલડી !
મર્ત્યપુરીમાં[૨] અમર એક જોગીરાજ એ:
સત્યે હરિશ્ચન્દ્ર હીરઃ અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

---

૨ પૃથ્વી પર,

( ૩ )

દેહે મઢેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સુવર્ણ શા વિશુદ્ધ : અલબેલડી !
ધર્મે ધેનુશા[૩] નમ્ર એક જોગીરાજ એ;
શૌર્યે સિંહણુ પીધ દૂધ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

શાને પૂજીશું સખી ! જન્મ–જોગીરાજને ?
શોભ્યાં કુંકુમ કનકથાળ અલબેલડી !
શાને વધાવશું એ વિશ્વજોગીરાજને ?
ગુંથી નભ–તારકની માળ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમી એક જોગીરાજને.

જોગી, પરભાગી લૂખાં ભૂષણે નારાજ એ,
જોગીને વ્હાલો જીવનભોગઃ અલબેલડી !
મુક્તિને પન્થ એવા એક ગાંધીરાજ એ:
સનાતન ભારતને ચોક : અલબેલડી !
જોયા બ્રહ્માંડ ઘૂમી એક જોગીરાજ એ.

—કેશવ હ. શેઠ.

---

૩ ગાય જેવા.

## ૫૩. એ કોણ ?

એ કોણ છે જે જાગ્યો ?
જ્હેણે સહુને જગાડયાં ?
એ કોણ છે જે છૂટયો ?
જ્હેણે સહુને છોડાવ્યાં ?
જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;
એ કોણ છે જે એવો ?
જ્હેણે સહુને જીવાડયાં ?
જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે:
એ કોણ છે જે એવો !
જ્હેણે સહુને નમાડયાં ?
જે સાધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જીતાડે;
એ કોણ છે જે એવો ?
જ્હેણે સહુને જીતાડયાં ?
એ કોણ છે જે જાગ્યો ?
જ્હેણે સહુને જગાડયાં ?

—ગોકુળદાસ રાયચુરા.

# ૫૪. સાભ્રમતી

મહદ્ ગુજરાતની ગંગા નદી તું સાભ્રમતી !
પતિતપાવની ગંગા નદી તું પૂણ્યવતી !—મહદ્.

ભારતનો ભાણુ[1] ઉગ્યો કાંઠે ત્હારે ભાગ્યવતી !
પ્રજાની પ્રેરણાની મહા નદી તું સાભ્રમતી !—મહદ્.

રાષ્ટ્ર ચેતનાની બંસી સૂરે સૂરવતી !
જગાડે ભારતીય સમાજને તું સાભ્રમતી !—મહદ્.

ફકીર ઉલ્મા ને સાધુ સર્વ જોગી જતી !
સહુ તુજ પાન કરે પૂણ્યભાવે સાભ્રમતી !—મહદ્.

મથુરાં મક્કાના યાત્રી સહુ માનવતી !
ભવિષ્યે આવશે જરૂર જ્યાં તું સાભ્રમતી !—મહદ્.

નવો ઇતિહાસ આજે આરે ત્હારે આશાવતી !
પ્રભુ પયગામ[2] આપે જગતને તું સાભ્રમતી !—મહદ્.

ખંડે ખંડે પ્રજા સર્વ નમે ભાવવતી !
પૂકારે સર્વ શબ્દ એક ધન્ય સાભ્રમતી !—મહદ્.

—ગોકુળદાસ રાયચુરા.

---

૧ મહાત્મા ગાંધીજી અને હૃદયભાણુ, ૨ અહિંસાનો.

# ૫૫. ધન્ય ભૂમિ

---

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્યલેખ કંઈ ભવ્ય દિસે,
સહુ સાધુનો સાચો સાધુ[1] સાભ્રમતી જલતીર વસે–ધન્ય ભૂમિ.

રસકસ ત્હારો ફરી બતાવા દેવલોક અહિં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા ભારતદેશ જગાવ્યો છે–ધન્ય ભૂમિ.

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રકટાવે છે,
પયગમ્બરીએ પ્રભા અનેરી દીલ જ્યોત જગાવે છે–ધન્ય ભૂમિ.

ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્ય ભાગ્ય એ નંદનવન,
ધન્યભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રકટે પ્રભુતાનાં જન–ધન્યભૂમિ.

મોહન ત્હારૂં નામ મીઠડું રગ રગ ચેતન લાવે છે,
સેવાના હો સન્ત ગાંધીજી દર્શનથી મન ભાવે છે–ધન્ય ભૂમિ.

કાશી કે મથુરાંથી આજે રાજનગર[2] કંઇ ઓર દિસે,
સાભ્રમતી જલ લોટી લોટી[3] ગંગા યમુના આવી વસે–ધન્ય ભૂમિ.

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર,
પ્રજાવર્ગને અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર–ધન્યભૂમિ.

—ગોકુળદાસ રાયચુરા.

---

૧ મહાત્મા ગાંધીજી, ૨ અમદાવાદ, ૩ ની એકેક લોટીમાં.

# ૫૬. ગુર્જરી વિજય

---

જાગિયે દેશજન ! ઝીલિયે નવજીવન !
ચેતિયે ચતુરમન ! બ્રહ્મ ગાજે.

એક પ્રભુને શરણુ અભયને [1]પરિશિલન,
સત્યને આચરણુ શાંતિ રાજે.

જ્ઞાન સેવન સતત્ યજ્ઞ, તપ, દાન, વ્રત,
સર્વ કાળે સુખદ એજ આજે.

પ્રભુ મતિ જગગતિ, વીર ભારત કૃતિ,
ગુર્જરી સંસ્કૃતિ વિજય ગાજે.

ગુર્જર સુરાષ્ટ્ર જય ! અમર ચેતન હૃદય !
સિદ્ધ સ્થિતિ સ્થલસમય યોગ રાચે !

જન્મભૂમિ ગર્વબલ, બન્ધુભાવે સફલ,
લલિત પ્રગતિ સરલ વિશ્વ નાચે.

—લલિત.

---

૧ અભ્યાસ.

## ૫૭. ક્યારે ?

---

અમૂલા ધર્મ પૂર્વજના, ધરી દેખાડશો ક્યારે ?
પરાક્રમ વીર તનુજોનાં, કરી દેખાડશો ક્યારે ?

હતા પૂર્વે બહુ મોટા, થયા શાથી હવે છોટા ?
પડયા જે વીર્યના તોટા, ભરી દેખાડશો ક્યારે ?

કહો છો વીરપુત્રો છો, કહો છો સૌ સુપુત્રો છો;
બતાવી પાત્રતા પહેલી, તરી દેખાડશો ક્યારે ?

વઢીલો યજ્ઞવેદીમાં, ધુનીને ધગધગાવીને;
જગત્ પાવન કરી દેતા, ફરી દેખાડશો ક્યારે ?

હતા દાનેશ્વરી પૂરા, કરણુ ને પાર્થ સમ શૂરા;
ચળકતા હિંદના હીરા, ફરી દેખાડશો ક્યારે ?

હમેશાં દેશહિત ચ્હાતા, હૃદયના નીરમાં ન્હાતા;
મહા બળવાન ગુણુજ્ઞાતા, ફરી દેખાડશો ક્યારે ?

સમરમાં કીર્તિ વરનારા, અમર નિજ નામ કરનારા;
અચળ ઉત્સાહ ધરનારા, ફરી દેખાડશો ક્યારે ?

ધીરજ ને ધામ ધરનારા, વિજયની માળ વરનારા;
અરિનું હીર હરનારા, ફરી દેખાડશો ક્યારે !

પ્રતાપી રામ રઘુધીરા, ભરત જેવા અચળ વીરા;
ભક્ત હનુમંત સમ હીરા, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી પાંડવો પ્રેમી, કુશળ શ્રીકૃષ્ણજી સ્વામી;
વિદુર ઉદ્ધવ સમા નેમી, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી પ્રાણ દેનારા, પ્રજાનાં કષ્ટ હરનારા;
કસોટી તીવ્ર સહેનારા, ફરી દેખાડશો ક્યારે ?

કર્યાં જે તેમણે કામો, ઉઘાડયાં સ્વર્ગનાં ધામો;
તમે પણ એ સમાં નામો, ફરી દેખાડશો ક્યારે ?

સ્વીકારી શુદ્ધ આ સેવા, પ્રભુ દઇ મોક્ષના મેવા;
દિવસ અતિ ઉજળા એવા, હરિ ! દેખાડશો ક્યારે ?

—વસંત.

---

# ૫૮. આત્મશ્રદ્ધા

---

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તુટે જંજીર લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.

તમારા માર્ગમાં ઉભા પહાડો યે ખસી જાશે,
બિયાબાં[1] માર્ગ દઇ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.

ઉતરવા સાત સાગર જો તમારા પત્થરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.

જવું આકાશમાં ધારો ન વાયુ–યાન પાસે છો,
વિના પાંખે ઉડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો.

થશે વિદ્યુત્ ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માગ્યા જો તમારી આત્મશ્રદ્ધા તો.

હજારો રોગની જ્વાળા દવાના બૂંદના વિના,
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો.

દિગંબર સાધુના ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.

જીગરની બાળહઠથી તો વિઠોબા દુધ પીએ છે,
પ્રકટશે પત્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો.

---

૧ જંગલો

પ્રભુ પ્રહ્લાદને માટે વસેલા લોહના થંભે,
સદા સાન્નિધ્યમાં[૨] રહેશે, તમારી આત્મશ્રદ્ધા તો.

મદોન્મત્ત સિંહને વ્યાઘ્રો ઋષિના ચર્ણ ચાટે છે,
તજે હિંસારી હિંસાને તમારી આત્મશ્રદ્ધા તો.

ઝરંતા ઝેર ભુજંગો ફણાને છત્ર શી ધરશે,
તજી દે ઝેર કાતીલો તમારી આત્મશ્રદ્ધા તો.

ઉભી રહી હાથ બે જોડી વિજયદેવી ધરી વરમાળ,
તમારે કંઠ આરોપે તમારી આત્મશ્રદ્ધા તો.

—કલ્યાણજી.

૨ નિકટમાં.

# ૫૯. રૂડો મારો રેંટીયો

રૂડો મારો રેંટીયો, એતો રણુજણુ રણુજણુ થાય. રૂડો મારો.

એતો બત્રીશ લક્ષણો, એના ગુણ ગુરૂજન ગાય;
જગત હસ્ત કલાતણું, રે જ્યાં દશ્ય અનેરાં થાય. રૂડો મારો.

પ્રથમ પ્રભૂ જગદીશ છે, બીજો પ્રભૂ ખેડુત;
ત્રીજો મારો રેંટીયો રે, જેને હાથ જગત [1]સુત. રૂડો મારો.

એને સુતર તાંતણે, બાંધ્યા રવી ને [2]સોમ:
એ વિભૂના વાદ્ય[3] મારે, ઉઠે નિત્ય અનાહત ઓમ. રૂડો મારો.

ઇશની કારીગિરીનું, એ પ્રથમ એંધાણુ;
એ જીવન ધનવંતરીરે[4] એને હાથ હજારોના પ્રાણ. રૂડો મારો.

—હંસ.

---

૧ સુતર ૨ શશ—ચન્દ્ર, ૩ ગાવા બજાવાનું વાજીંત્ર, ૪ દેવલોકોનો વેદ.

# ૬૦. રૂડો રંગીલો રેંટીયો



રૂડો રંગીલો મારો રેંટીયોરે બેન,
જાણે નાનીશી નાજુક મીલ જો;
ગાતી પ્રભુજીના પારણારે બેન,
કાંતુ પરોવી દીલ જો. રૂડો રંગીલો.

ભાઇરે સુતારીએ[1] ઘડી દીધોરે બેન,
એનો એ મોટો ઉપકાર જો;
જુવાનીને એ જાળવેરે બેન,
વૃદ્ધાવસ્થાનો આધાર જો. રૂડો રંગીલો.

કાંતું ઝીણું ને ભરૂં કોકડીરે બેન,
થાય સફળ નવરાશ જો;
દેવે દીધોરે દી કાઢણોરે[2] બેન,
આવે હૈયામાં હાસ જો. રૂડો રંગીલો.

---

૧ સુતારે, ૨ દિવસ ખુટાડનાર,

રંકને આપે રોટલોરે બેન,
ઢાંકે ઉઘાડાં અંગ જો;
શ્રીમંતને પરમાર્થ શીખવેરે બેન,
વળી વધારે ઉમંગ જો. રૂડો રંગીલો.

આંખને એ અતિ ઠારે બેન,
હાથ બને હોંશિયાર જો;
વિધવાને એ ધન વીરડોરે[3] બેન,
સધવાને સ્વર્ગ નીસાર[4] જો. રૂડો રંગીલો.

બુદ્ધિને બહુ ઝીણી કરેરે બેન,
શમ દમ શીખવનાર જો;
એવો મધુર સૂર ઉચ્ચરેરે બેન,
જાણે જગપતિનો જણકાર[5] જો. રૂડો રંગીલો.

દેશ તણોરે એ દીવડોરે બેન,
ઘર તણો શણગાર જો;
સતયુગનું સંભારણુંરે બેન,
પુણ્ય પુરાણું હથીઆર જો. રૂડો રંગીલો.

---

૩ નદી કિનારે રેતમાં ખોદેલું પાણીનું ખાબોચીયું, ૪ નિસરણી,
૫ પ્રભુનું સૂરીલું તાન,

જેની દીવેટ દેવ દીવડેરે બેન,
એના કરી પટકુળ[૬] જો;
પ્હેલાં પ્હેરાવું મારા દેવનેરે બેન,
વરસાવે આશીષ ફુલ જો. રૂડો રંગીલો.

ઇશ્વર અમારા રેંટીયારે બેન,
મંડાવજો ઘેરે ઘેર જો;
મોહન[૭] મનથી નહિ રૂઠેરે બેન,
નાગા ઉઘાડાની મ્હેર[૮] જો. રૂડો રંગીલો.

—હંસ.

---

૬ વાઘા, ૭ કૃષ્ણ અને મોહનદાસ ગાંધી, ૮ દયા.

## ૬૧. મ્હારો રેંટીયો

---

ધીરો ધીરો ચાલેરે,
મીઠો મીઠો ગાજરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

એ રેંટીયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે બાગ્યું ભારતનો ઉદ્ધાર:
ધીરો ધીરો ચાલેરે.

ત્રાક રૂડી, પંખા રૂડા, ઉજ્જ્વળ એનો નાદ.
ઉજ્જ્વળ પુણી આપતી, ઉજ્જ્વળ મ્હારા હાથ:
દેશે મ્હારા દેશને,
ઉજ્જ્વળ ઉજ્જ્વળ સાથ;
દુઃખો સહુ હરતોરે,
નિર્ભયપણે ફરતોરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

દયા ક્ષમા ને દીનતા, ત્રણુનો કાંત્યો તાર;
સુંદર રંગે શોભતો, દે સુખ તેહ અપાર;

મમ દુઃખીઆનો દિલાસોરે,
વિપત્તિનો વિસામોરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

આ રેંટીયાથી, નિપજે સુંદર ખાદી રાજ;
આ રાજે રાજે, સ્વરાજ્ય આવે છે પાસ;
ધીરો ધીરો ચાલેરે,
મીઠો મીઠો ગાજેરે,
રૂડો મ્હારો રેંટીયો હોજી.

—મનોહર.

---

# ૬૨. વહાલો રેંટીયો

---

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે;
વહાલો મારો રેંટીયો હોજી.

જેના ગુંજનમાં રામ કેરાં નામ :
જીવન કેરી શક્તિરે, જન્મભૂમિની ભક્તિરે;
એતો એકજ રેંટીયો હોજી.

શ્રદ્ધા ને એકાગ્રતા સંયમશક્તિ વિશેષ;
ધૈર્ય, ચિવટ ને શાંન્તિના, આપે જે ગુણ બેશ.

જડને ચેતન કરતોરે:
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

પરદેશી પરતંત્રતા, તોડે પળની માંય;
દે આર્થિક સ્વતંત્રતા, શીળી સુખની છાંય.

નિર્ધનીઆંનો બેલીરે:
એતો એકજ રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

સુતર કેરે તાંતણે, સહજે મળે સ્વરાજ;
જેના બળથી હિંદનાં, સુધરે સઘળાં કાજ.

રૂપાળો રઢીઆળોરે:
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦

સુદર્શન ચક્કર સમું, સર્વ શક્તિનું પુર;
જેમાં ગૂઢ રીતે ભર્યું, સો સુરજનું નૂર.

એવો પ્રૌઢ પ્રતાપીરે:
વહાલો મારો રેંટીયો હોજી--સ્વતંત્રતાની૦

સ્ત્રીજન કેરા શિયળની, રક્ષાનો કરનાર;
યોદ્ધાને અવકાશમાં, જે શાન્તિ દેનાર.

એવો અમાપ ગુણિયલરે :
એતો એકજ રેંટીયો હોજી.

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે;
વહાલો મારો રેંટીયો હોજી.

—સીતારામ શર્મા.

---

# ૬૩. દેવીનું ખપ્પર*

---

ભર ભર મારું ખપ્પર, ભૈયા ! ઓ ભારતના વાસી !
ઘર ઘર ભીખું હરનિશ ફરતી, હું જુગજુગની પ્યાસીઃ
ખપ્પર ભરો ભરો હો !—(ધ્રુવ)

ક્ષણુ ક્ષણુ ગણુતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી,
બાર બાર સૈકાંથી ભટકું, અરે અરે [1]ઉપવાસીઃ
ખપ્પર ભરો ભરો હો ! ૧

અંજલિ નાંખે, ખોબો નાંખે, નાંખે કો ભર પ્યાલી,
જુગસૂકું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલીઃ
ખપ્પર ભરો ભરો હો ! ૨

ઓ ભૈયા ! જુગના જુગ વીત્યા, હવે નહીં એ ચાલે,
નદ ઉલટાવો, સિંધુ ભરાવો—છલ છલ ભરો ઉછાળે !
ખપ્પર ભરો ભરો હો ! ૩

ગાજ વીજ ને મૂશળધારે રેલ રેલ જગ ન્હાતી,
એક ઝાપટે નવ ચોમાસુંઃ વીર ! તૃષા ન છિપાતીઃ
ખપ્પર ભરો ભરો હો ! ૪

જ્યોતિ જ્યોતિ ઘરઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાંખો, કરો કાળજું આધું !
ખપ્પર ભરો ભરો હો ! ૫

એક કેસરીની ત્રાડે તો ભરી દિસે વનવસ્તી,
એક વીરરસની મસ્તીમાં કરૂણુતણી ક્યાં હસ્તિ ?
ખપ્પર ભરો ભરો હો ! ૬

આજ ઉઘડયાં છે દ્વાર પ્રભાનાંઃ ઓ ભૈયા ! ઝટ આવો !
ખપ્પર મારૂં ભરો વીરત્વે ! પૂર્ણ પ્રભા રેલાવો !
ખપ્પર ભરો ભરો હો ! ૭

—ખબરદાર.

---

૧ સ્વતંત્રતાની-સ્વરાજની ઉપવાસી.

## ૬૪. ખાંડાની ધારે

—————

૧

ભર આકાશે વાદળ છાયાં,
અંધારે વનવન ગુંચવાયાં,
ઘૂડ ચિબડિયાં જ્યાં ત્યાં ધાયાં:
કોણ પુરે પાંચાલી—ચીર ?

આશ—નિરાશે આત્મન—દાંડી
ડોલંતી દે ધૈર્ય ન છાંડી;
ડગમગતી જગ રહે ડગ માંડી:
ત્હારે કોણ જશે નરવીર ?

ઊંડાં અજવાળાં જો આવે;
ગુર્જરવીર ! ગુર્જરવીર !
ઘૂડ ચિબડિયાં શું ત્યાં ફાવે ?
ગુર્જરવીર ! ગુર્જરવીર !

ઊંડાં અજવાળાં જો આવે;
ઘૂડ ચિબડિયાં શું ત્યાં ફાવે ?
નવરસભર નવજીવન લાવે,
ચીર પુરાવે ગુર્જરવીર !

૨

ખૂણે ખૂણે ખોજ કરીને,
ઉર ઉત્સાહ ઉમંગ ભરીને,
મરતા પ્રાણે આશ ધરીને
કોણે ઊંચાં કીધાં શીર ?

મસ્તતણી તોડી મસ્તાની,
તન ધનની કીધી કુરબાની;
નમ્ર, નિડર, સ્વાધીન, સ્વમાની,
સત્યજ એ ગુર્જર નરવીર !

શું ખાલી ગરજીને સૂતા ?
ગુર્જરવીર ! ગુર્જરવીર !
શું મેઘે જળધોધ ન હૂતા ?
ગુર્જરવીર ! ગુર્જરવીર !

શું ખાલી ગરજીને સૂતા ?
શું મેઘે જળધોધ ન હૂતા ?
શું ભય ભાળી ઉર ભીરૂતા
કદી જ્યાવે ગુર્જરવીર ?

( ૩ )

ધર્મયુદ્ધના રસિક રણધીર,
સિંહસમ સીસોદીઆ ભડવીર;
શોભતા સુજનતાથી એ શૂર,
સુભટનાં જગતતીર્થનાં નૂર.
શસ્ત્રીથી ય નિઃશસ્ત્રીના યશ
ગાયે તુજ ઈતિહાસ;
કુરુક્ષેત્રમાં કરે યદુપતિ
અર્જુનનાં પણ હાસ.
જગતનો ધર્મયોધમણિ પાર્થ,
પાર્થથી પરમ વીર સિદ્ધાર્થ:
ઉઠ ઓ ભરતગોત્ર !—

( ૪ )

ધન્ય ! એ પુણ્યવતી સતી નાર,
પતિના ચિતાયજ્ઞ પૂજનાર.
ધન્ય ! એ જૌહરનાં બલિદાન,
શીલવતીઓનાં અગ્નિસ્નાન.
ધન્ય ! રાજસંન્યાસિની મીરાં !

આર્યાના શ્રીભાવ !
સ્મરાવી એ ઇતિહાસ જગતને,
નવ ઇતિહાસ ઘડાવ.
પૃથ્વીના ભરો આત્મભંડાર,
ભરતકુલ ! એ તુજ જય જયકાર.
ઉઠ ઓ ભરતગોત્ર !—

—ન્હાનાલાલ.

-------- --

# ૬૮. હલેસાં*

હલેસાં ! હલેસાં ! હલેસાં ! હલેસાં !
ખસો હાં ! ખસો ના, ખલાસી ! હલેસાં !
હિંમતે મરદા મદદે ખુદા, હો હલેસાં !
મથો સાથે, વછૂટા ન જુદા, હલેસાં !

વ્હાણુ ચડયું ખરાબે–ખરાબે, હલેસાં !
આવી અટકયું ખડકે આ હાથે, હલેસાં !
સઢો સહુએ સંકેલો સપાટે, હલેસાં !
દોર ખેંચો ખુબ ધીંગા ઝપાટે, હલેસાં !

થાકયો જાલિમ સુકાની, ન થાકો ! હલેસાં !
દરિયો ફુંકે આ સામો, ના બ્હીનો, હલેસાં !
નાંગર નાંખો, છિપાવો, ના બ્હીનો, હલેસાં !
મોજાં મારે ઉછાળા, આ ચાલ્યા ! હલેસાં !

કકડે કડડડ પારિયાં, આ ચાલ્યા ! હલેસાં !
કામ બળનું ના—કળનું જુઆજો, હલેસા !
છુટયું સરરર સટ વ્હાણુ આ કાળે, હલેસાં !

—સ્વ. હરિલાલ ધ્રુવ.

## ૬૯. તને હિંદભૂમિ*

તને હિંદભૂમિ ઘડી ઘડી શું કહે રહડી તું પડી પડી.
ગઇ કીર્તિ ને ગયું નામ એ, ગઇ લક્ષ્મી ને ગયું કામ એ,
ગયું ધામ એજ તમામ હે, તને શું કહેવું ફરી ફરી ?
તને હિંદ૦—

ગયું [1]વકત્ર કરમાઇ બધું, ગયું અંગ સુકાઇ [2]સુધું,
થઈ ગઇ છું ચિંથરેહાલ તે કયમ જોઉં આંખ ભરી ભરી.
તને હિંદ૦—

ગઈ તે ગુલાબી રંગની, ગઈ કાન્તિ તે પણ સંગની:
હસતી છબીજ ઉમંગની ગઇ તે સલૂણી કયાં ગઇ ?
તને હિંદ૦—

બહુ રમ્ય શૃંગારો ગયા, મન હર્ષ આનંદે ગયા:
રક્ષકાર સામન્તે ગયા, થઇ ગઇ છું ચિંથરેહાલ તે.
તને હિંદ૦—

ગયો કયાં [3]પૃથૂ [4]રણશૂર એ ? પણ કયાંહ વિક્રમ વીર એ ?
ગયો કયાં રઘુવર ધીર એ, સહુ શૂર [5]સૂરિ કયહાં ગયા !
તને હિંદ૦—

બહુ વચ્ચ એકલવીર કયાં ? સહુ વચ્ચ તે [6]સુરપૂર કયાં ?
[7]અરિ વચ્ચ તે અભિમન્યુ કયાં ? તને શું કહું હું ફરી ફરી ?
તને હિંદ૦—

કો હિમાયતી કો હિમાયતી, જન્મભૂમિનો કો હિમાયતી:
યત્નથી થતી, જન સાંપથી, વિભવ મથી, તું રડી રડી.
તને હિંદ૦—

---

૧ મ્હોડું; ૨ સઘળું; ૩ પૃથ્વીરાજ; ૪ રણકેસરી; ૫ દેવ;
૬ દેવનગરી; ૭ દુશ્મન;

અરિ જંગમાં, કરિ ભંગમાં, બહુ રંગમાં,
તું જણાય કેવિ જિતે જડી. ગુણરૂપ નંદન સુંદરી,
બહુ વીર બોલે તડી તડી.
તને હિંદ૦—

બહુ પ્રેમને બહુ શૌર્ય કેલિ, સ્વદેશ પ્રીતિની હેલ રેલી,
સમસ્ત ઉન્નતિ ખેલ ખેલિ જણાય તેન તું ચઢી ચઢી.
તને હિંદ૦—

જય હોયરે, જય હોયરે, વિજયી પતાકા હોય એ,
રણતુર વાગિ દિગ્વિભાગમે, સહુ શૂર ગાય અડી અડી.
તને હિંદ૦—

સંહાર શસ્ત્રો ઓછળે, રિપુ રક્ત વર્ષે જઇ મળે,
જય શબ્દ સ્વર્ગે જઈ ભળે, દિવ્ય પુષ્પ વૃષ્ટિ ખરી ખરી.
તને હિંદ૦—

દુષ્ટ બુદ્ધિનો કરિ નાશ એ દાસત્વનો તજી પાશ રે,
કરિ એમ ઉન્નતિ ભાસ ગો, કૃતિ થાય નિત્ય વડી વડી.
તને હિંદ૦—

સ્વ. ભીમરાવ ભોળાનાથ.

---

૮ જોસભેર.

# ૭૦. ફરી ભારત બનાવી દો !*

---

પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો !
જૂનું તો છો રચ્યું જૂનું, નવા જગને બતાવી દો !

રજત રત્નો સ્ફટિક કાંચન, ખનિજ ધન રક્ષનારાઓ,
પહાડોના સદા સાવધ ખડા પહેરા ભરાવી દો !

વનૌષધથી ભર્યાં ભારે [1]હરિત ઘન વૃક્ષરાજિનાં,
વનો વનરાજ વ્યાઘ્રોની ભીષણ ઘોરે ગજાવી દો !

તૃષ્ણાગારે જઈ ચરતાં અહીં તહીં ધેનુનાં વૃન્દો !
સુરીલી ગોપજનની વાંસળી વ્હાલી બજાવી દો !

ગિરિ ગહ્વર પતિત પાવન પ્રદાના મોક્ષનાં તીર્થો,
તપસ્વી સાધુ સંતોની અલખ ધુનથી જગાવી દો !

પઠનપાઠન પ્રવાતની પ્રકર્ષક, પર્ણકુટિઓ,
ગુરૂવર શિષ્ય ગભરૂ બ્રહ્મચારીથી સુહાવી દો !

સનાતન ધર્મનો સદ્બોધ દેતા શાસ્ત્રના જ્ઞાને,
હૃદય ઉંડાણુથી અજ્ઞાનની આંધી ઉડાવી દો !

સુભટ નરવીર રણઘેલા, ધુરન્ધર રાજનીતિજ્ઞો,
પ્રતાપી કર્મવીરોચિત વરદ કાર્યો કરાવી દો !

સુપુત્રોની સુખી જનની ગૃહિણી ગૃહલક્ષ્મીના,
પ્રસન્ન વદને ગૃહસ્થોનાં ગૃહાંગણીયાં દીપાવી દો !

અતુલ વૈભવ અને વિજ્ઞાનથી ભૂષિત ભારતની,
નવા જગની ભલે ભગવાન ! પછી તુલના કરાવી દો !

—પરિમલ.

---

[1] લીલાં.

## ૭૧. ગુર્જરી કોણ કહે કંગાલ ?*

ગુર્જરી કોણ કહે કંગાલ ?
માત મુજ મીઠી દીલ દરિયાવ !
મીઠી મનોહર વાણી તારી ઉર ઉરમાં ગુંજાય,
રણુકારો રૂપેરી ઘંટડીશો મા તારો થાય !
માત મુજ મીઠી દીલ દરિયાવ—ગુર્જરી૦ ૧

અમારાં ભાગ્યહીણું હા ! આજ,
અપર મા કરતી ઘરમાં રાજ !
વિના અપરાધ તજાવી માત,
બાલકો કોટિ દેતાં શાપ !
અવનિતટપર શું અમ સરખા છે નિર્ભાગી લોક ?
માત સગી સમ પારકી શું કદી પૂરશે ઉરના કોડ ?
હાય મુજ ઉર કં કૈં થઇ જાય,
હ્રદય સર[1] મારૂં આ ડહોળાય—ગુર્જરી૦ ૨

લવે જન પામર વગર વિચાર,
કહો છો ' શું શાં પૈસા ચાર.'
અમોને તેની શી દરકાર ?
અમારે મન તું હૈયાહાર.
ઓછી અધુરી જેવી તેવી પણ મા તે તો માજ,
કોણ તજે નગુણાં વિણ જગમાં રંક તોય નિજ માત ?
ઉજળાં જગજૂનાં તુજ કુળ,
વડી માના ભંડાર અખુટ—ગુર્જરી૦ ૩

---

૧ હ્રદયરૂપી સરોવર;

ભક્ત નરસિંહ તણી તું માત,
ભક્તિરસથી ભિંજવીયાં ગાત્ર:
મીરાંયે ઉતરી તારે દ્વાર,
આપો ને મોજલ અન્ય અપાર.

દયો ને પ્રેમાનંદ મહાન,
માત ! તુજ સાચાં એ સંતાન:
કરી સમૃદ્ધ તને સુરસાલ,
સજાવ્યાં નાના વિધ શણગાર.

“ અંગે અંગ પૂરૂં આભુષણથી શરમાતી માત:
ત્યાં વિણ પાઘડી શિર ધરૂં નહિ, જો હું સુત સજાત. ”

ધન્ય ! એ માતૃભક્તિને ધન્ય !
ધન્ય એ પ્રેમાનંદ અનન્ય—ગુર્જરી૦ ૪

નવા ને જૂના યુગના પૂલ,
ઉભા એ પુત્રો તુજ અમૂલ;
ઘૂમ્યા એ સર્વ ક્ષેત્ર ને કુંજ,
પૂજ્યાં જે અંગ હતાં જ અપૂજ્ય.

સભારંજની બાની દલપત ડહાપણનો ભંડાર,
પ્રેમભક્તિ દેશાભિમાને નર્મદનો પુર બ્હાર.

ધન્ય ! નર્મદ એ ધન્ય સુધીર,
માતાને ખોળે મૂક્યું શિર—ગુર્જરી૦ ૫

---

૧ મણિલાલ નભુભાઈ દ્વિવેદી;

[2]મણિ ને ગોવર્ધન સમ્રાટ,
[3]હરિ [4]નારાયણ સાધુરાજ;
કલાપિ [5]કેશવ દોલતરામ,
[6]બાલ [7]રણજીત જ [8]ઇચ્છારામ.

એ સહુ તારા પુત્ર પનોતા તું સેવી દિનરાત,
ને સેવે લોકોત્તર ગાંધી અનન્ય ભાવથી આજ.

અરે એ ઓજસનો અંબાર,
ભરતો મા ! તારા ભંડાર;
ગજવશે જગમાં જયજયકાર,
ગુર્જરી કોણ કહે કંગાલ ?

—કલ્યાણજી.

---

૩ હરિલાલ ધ્રુવ; ૪ નારાયણ હેમચંદ્ર; ૫ કેશવલાલ ધ્રુવ; ૬ બાલાશંકર; ૭ રણજીતરામ વાવાભાઇ; ૮ ઇચ્છારામ સૂર્યરામ.

# ૭૨. માજીનો રાસ*

---

માજી ! તુજ મહિમા ઉજ્જ્વલ નિત્ય દશે દિશ ગાજતો રે લોલ;
માજીને મસ્તક ભાનુ-કિરીટ પ્રભાભર રાજતો રે લોલ:

માજી ! સજી સોળ કલા શશિરાજ અમી અભિષેકતા રે લોલ;
તપોવન ફળફૂલ દે નિજ કાજ મધુરમધુ મ્હેંકતાં રે લોલ:

માજી ! સૌન્દર્યગૂંથી ઋતુમાળ ફરે રસ ફૂદડી રે લોલ;
તાજી કુદરત દે ત્રિકાળ કે નવરંગ ચૂંદડી રે લોલ:

માજી ! શિર ધરતાં તુજ પદરેણું, ત્રિવિધ ટળે આપદા રે લોલ;
શાશ્વત સત્ય સનાતન વેણું બજાવે શારદા રે લોલ:

માજી ! તુજ કલ્પતરૂને પ્રસાદ જીવનરસ જામતો રે લોલ:
વરસે સ્વાતિના વરસાદ કૃપા તુજ પામતાં રે લોલ:

માજી ! લક્ષ્મી—નારાયણ વાસ, રૂડા ક્ષીરસાગરે રે લોલ;
સદા એ સાગર ભર ઉલ્લાસ પનોતા પદે ઢળે રે લોલ:

માજી ! તુજ યશ ગૌરવ ગુણ ગાનતણાં ઝરણાં ભર્યાં રે લોલ;
ફરે તુજ ચરણામૃતનાં પાન સરિત નદ સરોવરો રે લોલ:

માજી ! સુદર્શન સમ સદ્ધર્મે હીમાચલ રક્ષતો રે લોલ;
તપોબળ, પાવન પૂર્વજ કર્મ અમરફળ બક્ષતાં રે લોલ:

માજી ! તુજ જ્ઞાનદાનને દ્વાર ભૂલી ભ્રમ ભેદના રે લોલ;
મધુરવાં—પંખી મુખ ટહૂકાર થતા સ્મૃતિ—વેદના રે લોલ:

માજી ! તુજ જગશોભન અવતાર અનોખો યુગે યુગેરે લોલ
પુરાતન સંસ્કૃતિને ભંડાર મુલક મસ્તિષ્ક ઝૂકે રે લોલ:

માજી ! રહી તિમિરે સૃષ્ટિ છવાઇ, સૂના ભૂતકાળમાં રે લોલ;
ભૂલ્યાંને દોર્યાં તવ દીપ સ્હાઇ [1]ધરા વિશાળમાં રે લોલ:

માજી ! તુજ અંકે ખેલ્યા શુર, ઋષિ, મુનિ, રાજવી રે લોલ;
પૂજાયાં ખંડે ખંડે નૂર નવેનિધ સાજથી રે લોલ:

માજી ! સંસ્મરણો જગમશહૂર જીવનપટ ચિતરે રે લોલ;
હજુયે પ્રેરકબળ મગરૂર બનાવી ઉછળે રે લોલ:

માજી ! તું ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ અનાદિ કાળથી રે લોલ;
પડયા કંઇ દેશ થયા બેહાલ, રહી તું મ્હાલતી રે લોલ:

માજી ! તુજ ભૂતકાલીન એ સ્વર્ગ વિલોકું શા વડે રે લોલ;
પુનઃ પુણ્ય ભાગ્ય સવિતા ભર્ગ અનસ્ત જ ઉઘડે રે લોલ:

માજી ! તુજ જગમાં જડે ન જોડ જતાં જુગ કેટલા રે લોલ;
ભારતમૈયા ! પૂરો કોડ અધૂરા એટલા રે લોલ.

—કેશવ શેઠ.

---

૧ પૃથ્વી.

## ૭૩. ગુર્જરી કુંજો*

૧

અહ ! અદ્ભુત ને રસસુન્દર શા અમ દેશની કુંજઘટાઓ !
મદમાતી કૂજે જ્યંહિ કોયલડી, જ્યંહિ આમ્રવનોની છટાઓ;
ઝરથોસ્તની અગ્નિશિખા જ્યહાં જ્વલે, જ્યંહિ સૂરજવંશી નિકુંજો,
ગિરિગહ્વર શા ગુણગંભીર એ ઘનઘેરી[1] ગુર્જરી કુંજો.

૨

જ્યંહિ વિન્ધ્યગિરિ ગરવો, [2] શુકશોભતી સાતપૂડાની ગુફાઓ,
જ્યંહિ પ્રેમ ને શૌર્યની તાપીતટે હજી ગાજી રહી વીરતાઓ;
[3]વટતાપસને ભુજમાં બીડી જ્યહાં નદીએ ઉરદ્રાવથી પૂજ્યો,
જલકેલિ કરે જ્યંહિ સુન્દરી, એ જલભીની ગુર્જરી કુંજો.

૩

જ્યંહિ ભૂલભૂલામણી કોતરની ગૂંથી મધ્વરથી [4]મહી ગાજે,
જ્યંહિ લોહ ને વજ્રની ઝાડી પરે અધિદેવી જ [5]કાળી વિરાજે;
જ્યંહિ કુંડ ભર્યા કંઈ ઉષ્ણ નીરે, જ્યંહિ પ્રેમદયારવ ગુંજ્યો,
જ્યંહિ દુર્ગની માળ ગજેન્દ્ર શી, એ ગઢગર્વી ગુર્જરી કુંજો.

૪

જલપૂર્ણ સરોવર હેલે ચ્હડયાં, ઘેરી ગોમતીને તરૂ ઝૂક્યાં,
ફૂલી શારદવેલ પ્રફુલ્લ ફૂલે, જ્યંહિ ભક્તમયૂર ટહૂક્યા;
રસિકાઉર શાં ઝરણાં ઝીલતો નદ સમજલે જ્યંહિ ઝૂજ્યો,
રસવાડી ખીલી રસિયાંની શું ! એ રસવન્તી ગુર્જરી કુંજો.

૧ મેઘ જેવા ઘેરા રંગની; ૨ શુક-પોપટ જેવી શોભાવી; ૩ કબીરવડ;
૪ મહી નદી; ૫ મહાકાળી;

૫

યશમન્દિર [૬]જ્યહાં સુલતાની તણાં, જ્યહિ સ્ફાટિકપાળ તળાવો,
જ્યંહિ શામળ ને દલપત્ત અખો, જળમ્હેલ સમી વિભુ વાવો;
જયંહિ અભ્રની વેલશી સાભ્રમતી, જિન વૈભવ ત્યહાં વડુ દૂઝયો,
જ્યંહિ હુન્નર લક્ષ્મીથી સોહત, એ રિધ્ધરમ્ય ગુર્જરી કુંજો.

૬

ઊંડી ડુંગરની ગલીઓ મંહી દેવ વસે વનપ્હાડ ઉછંગે,
જ્યંહિ નીરઝરાતીર વાઘણ્વાઘ રમે ભીલબાલક સંગે;
દીધ જોધપુરે ને ઉદેપુરને ચાપધારી યશસ્વી અનુજો,
કંઈ વાદળ શી પથરાયલ એ વનશોભી ગુર્જરી કુંજો.

૭

ઉંચું, ગુર્જરીના શીષફૂલ શું, અર્બુદ શૃંગ સ્ફુરન્ત અચંબા,
વળી આશિષવેણુ શિરે વરસે જગવત્સલ શ્રી જગદંબા;
સુકુમાર સરસ્વતીનીરતીરે [૯]ધેનુ મન્દિર તીર્થ બુરૂજો,
જ્યંહિ ક્ષત્રિયતાનું સિંહાસન, એ યશવર્તી ગુર્જરી કુંજો.

૮

ઝીલી યોગગુફાઓ ગરૂડેશ્વરી ગિરનાર ઉભો [૧૦]નભ થંભી,
જ્યંહિ સિંહ ભરેલ સનાતન ગીર વનો પથરાય [૧૧]ગોરંભી;
નરસિંહ અશોક ને રાણુક, ચોડલી ને હરણુંધ્વનિ કૂજ્યો,
ઇતિહાસ પુરાણી ને સેજળ એ જગજૂની ગુર્જરી કુંજો.

---

૬ રાજનગર અમદાવાદ; ૭ મેઘ-વાદળ; ૮ શોભત; ૯ ગૌ;
૧૦ આકાશના સ્થંભ સ્વરૂપ; ૧૧ ઘેરાં;

૯

નદીઓનાં મુખો મંહિ જ્યહાં ઉચ્છાલક પશ્ચિમસિન્ધુ ઉછાળે,
જ્યંહિ યાદવાભીની હિરણ્ય હજી ય શ્રી કૃષ્ણની ભસ્મ પ્રજાળે;
જ્યંહિ રૂક્મિણિનાં ઉરસ્વપ્ન ફળ્યાં, મહિમા શ્રી સુદામાનો બૂઝયો,
ઢળી [12]નાઘેર સારસશોભી, એ કૃષ્ણસુહાગી ગુર્જરી કુંજો.

૧૦

જ્યંહિ સાહસશૌર્ય વરે સુન્દરી, નરનારાયણી જ્યંહિ કુંડો,
જ્યંહિ જેસલતોરલ સાથ સૂતાં તેહ કુંજઝડીભર ઝુંડોઃ
વસુધાના વસ્ત્રથી લચ્યાં ને નમ્યાં શું વસન્તવિભૂતિનાં પુંજો,
ઉરભાવ સમી અમ એહવી સૌ ગુણગર્વી ગુર્જરી કુંજોઃ

—ન્હાનાલાલ.

---

૧૨ નાઘેર મહીની એક નવકે.

## ૭૪. અમ ભરતભૂમિ*

આપો એ આશીર્વાદ, સજનસજની હો !
ભાખો એ કલ્યાણમન્ત્ર, ભાગ્યજનની હો !
ચિરંજીવ–ચિરંજીવ હો !
અમ ભરતભૂમિ હો !

રસવન્તી પુષ્પવન્તી પુણ્યવન્તી હો !
સુફલવતી જીવનવતી આત્મવતી પ્રભુપનોતી હો !
અમ ભરતભૂમિ હો !

આપો એ આશીર્વાદ, સજનસજની હો !
પ્રેયસૂકોડથી અભિરામ, શ્રેયસૂત્રચ્યાની વિશ્રામ;
પ્રેમધામ, પૂર્ણકામ, ક્ષેમઠામ, ગુણગ્રામ હો !
પ્રજાપ્રજાની પાવનકારિણી;
પૃથ્વિભૂષણ ભવતારિણી;
ખંડખંડની ઉદ્ધારિણી,
મૃત્યુલોકની કલ્યાણિની હો !

જીવનસાફલ્યવન્તી, સ્રજનહેતુસિદ્ધિવન્તી;
વિરાટને કિરીટ તિલકટીલડી સમ હો !

ઇતિહાસના અનન્ત પરમ પૂર્ણિમા અમ હો !
મનુષ્યકુલની પ્રફુલ્લ નિત્યવસન્ત હો !
અમ ભરતભૂમિ હો !

ભાખો એ કલ્યાણમન્ત્ર, ભાગ્યજનની હો !
ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની,
અહો ભારત કુલ !
બોલો એહ કાલાતીત યશના યશબોલ હો !
કોટિ કોટિ નરનાર ! ગાઓ એહ ગુણગાન:
એક મુખે, એક શબ્દે, એક ભાવે, ભારત કુલ !

—ન્હાનાલાલ.

---

* રાજર્ષિ ભરતમાંથી.

# ૭૫. અપભ્રંશ દૂહા*

ભલ્લા હુઆ જુ મારિઆ, બહિણિ મહારા કન્તુ;
લજ્જેજ્જં તુ વયંસિઅહુ, જઇ ભગ્ગા ઘરુ એન્તુ. ૧

જીવિઉ કાસુ ન વલ્લહઉ, ધણુ પુણુ કાસુ ન ઇટ્ઠુ ?
દોણ્ણિ વિ અવસર નિવડિઅહિં, તિણ સમ ગણઇ વિસિટ્ઠુ. ૨

અમ્હે થોવા રિઉ બહુઅ, કાયર એમ્વ ભણન્તિ;
મુદ્ધિ નિહાલહિ ગયણયલુ, કઇ જણ જોણ્હ કરન્તિ ? ૩

---

* આપણા દેશમાં ગુજરાતી ભાષા પહેલાં અપભ્રંશ ભાષા બોલાતી હતી, તેના આ પ્રસ્તાવિક દુહા છે. આ દુહા સિદ્ધરાજના વખતમાં પ્રચલિત હતા. જુઓ પરિશિષ્ટ क. અર્થ:—

૧. હે બહેન, મારા કંથ મરાયા તે ભલું થયું. જો ભાગીને ઘેર આવ્યા હોત તો હું સહીઅરોમાં લજાઇ મરત.

૨. જીવિત કોને વહાલું નથી ? ધન પણ કોને ઈષ્ટ નથી ? અવસર આવ્યે વિશિષ્ટ પુરૂષો બન્નેને તૃણસમ ગણે છે.

૩. અમે થોડા છીએ, રિપુઓ બહુ છે-એમ કાયર બોલે છે. હે મુગ્ધા ! ગગનતલમાં (જો), કે કેટલા જણ જ્યોત્સ્ના કરે છે.

મહુ કન્તહ બે દોસડા, હેલ્લિ ! મ ભંખહિ આલુ;
દેન્તહો હઉં પર ઉવ્વરિઅ, જુજ્ઝન્તહો કરવાલુ. ૪

જઇ ભગ્ગા પારક્કડા, તો સહિ મજ્ઝુ પિયેણ,
અહ ભગ્ગા અમ્હહ તણા, તો તે મારિઅડેણ. ૫

પુત્તેં જાએં કવણુ ગુણુ, અવગુણુ કવણુ મુએણ;
જા બપ્પીકી ભુંહડી, ચંપિજ્જઇ અવરેણ. ૬

હિઅડા જઇ વેરિઅ ઘણા, તો કિં અબ્ભિ ચડાહું !
અમ્હાહિં બે હત્થડા, જઇ પુણુ મારિ મરાહું. ૭

પાઇ વિલગ્ગી અન્ત્રડી, સિરુ લ્હસિઉં ખન્ધસ્સુ,
તો વિ કટારઇ હત્થડઉ, બલિ કિજ્જઉ કન્તસ્સુ. ૮

---

૪ હે સખિ, તું જાહેં બોલીશ મા, મારા કન્થને બે દોષ છે. દાન દેતાં મને ઉગારી છે—બાકી રાખી છે, અને ઝૂઝતાં તલવાર ઉગારી છે.

૫ જો શત્રુઓ ભાગ્યા હોય તો હે સખિ, મારા પિયુએ ભગાડેલા; જો અમારા ભાગ્યા હોય તો પિયુ મરાયા સમજવા.

૬ જો બાપીકી ભોંય બીજાથી ચંપાઈ જાય, તો પુત્ર જન્મ્યે ગુણ શું અને મુવે અવગુણ શું ?

૭ હે હઇડા, જો વેરી બહુ હોય, તો શું આભમાં ચડાવી દઉં ? અમારે પણ બે હાથ છે તે મારી ને મરશું.

૮ પગમાં આંતરડું વળગી રહ્યું છે ને ખાંધપર શિર લચી રહ્યું છે. તો પણ હાથ કટારી ઉપર છે ! એવા કન્થને વારી જાઉં !

# ૭૬. આરતી

---

જય જય માતૃભૂમિ, મા જય જય માતૃભૂમિ:
ગુણ તારા નિત્ય ગાઈ, નમીએ ચરણચૂમિ.
જય જય માતૃભૂમિ.

તુજ કિરીટ[1] સ્વરૂપ, નંદનવન રાજે–મા નંદન૦
ભાલ પ્રદેશે તારા, શીખ પ્રજા છાજે.
જય જય માતૃભૂમિ.

ક્ષત્રિય વીરનો વાસ, ઉભરે ઉર ક્ષેત્રે[2]–મા ઉભરે૦
સદૈવ તારે કાજે, પડતા રણક્ષેત્રે.
જય જય માતૃભૂમિ.

તુજ દેશાવલિ રૂપ, હીમગિરિ શોભે–મા હીમગિરિ૦
વિશ્વે અતિ વખણાઈ, જગનાં મન લોભે.
જય જય માતૃભૂમિ.

બંગ અને ગુજરાત, બેલડીએ તપતાં–મા બેલડીએ૦
સાહિત્યે, વિજ્ઞાને, સહુ પહેલાં ધપતાં.
જય જય માતૃભૂમિ.

---

૧ તાજ, ૨ રજપૂતાના.

સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, સત્વ રૂપ તારાં—મા સત્વ૦
ઉદ્યોગે, વ્યાપારે, સૌન્દર્યે સારાં.
જય જય માતૃભૂમિ.

મહારાષ્ટ્ર, મદ્રાસ, દૃઢ[3] ઉદયગામી[4]—મા દૃઢ૦
સબળ, શ્રેષ્ઠ બુદ્ધિયુત, સ્થંભ જોડ નમી.
જય જય માતૃભૂમિ૦

હૈયે હાર સ્વરૂપ, ગંગા ને યમુના—મા ગંગા૦
કટિ[5] આભૂષણ જેવા, આબુ, વિંધ્ય ભલા.
જય જય માતૃભૂમિ.

અમાપ અર્ણવ નીર[6] તુજ ચરણો ધોતાં—મા તુજ૦
શુભ શિરછત્ર સ્વરૂપે, ગિરિરાજ સ્હોતા.
જય જય માતૃભૂમિ.

સુજલાં સુફલાં માત! સુધર્મની ધાત્રી[7]—મા સુધર્મ૦
હજીએ તું એની એ છે જગને ખાત્રી.
જય જય માતૃભૂમિ.

અહી પ્રતિજ્ઞા આજ, તુજ મુક્તિ માટે—મા તુજ૦
સ્વરાજ્ય મંત્રો જપશું, સહુ શિરને સાટે.
જય જય માતૃભૂમિ.

—સીતારામ શર્મા.

---

૩ જોડ, ૪ ઉદય પંથે ગમન કરનાર, ૫ કેડના ૬ હિન્દી મહાસાગરનાં, ૭ ધાવ–ધારણ કરનાર.

# परिशिष्ट क



## ૧. ભારતદેશ*

જગમાં સ્વર્ગ અમારો દેશ.
ભારતનું શુભ નામજ લેતાં,
ઉપજે પ્રેમ વિશેષ. જગમાં.

નિર્મળ નીર વહે ગંગાનું,
પીતાં જાય ક્લેશ;
દાતા કર્ણ સમાન થયા,
ગુણ ગાય સદાય સુરેશ. જગમાં.

હિમગઢ ઉપર રક્ષા કરવા,
નિશદિન વસે મહેશ;
દક્ષિણ દિશમાં સ્વર્ગ ભૂમીનું,
રક્ષણ કરે રમેશ. જગમાં.

* જુઓ પૃષ્ટ ૩૭

જગ દુઃખ હરવા જગનાથપુરીમાં,
વસતા શ્રી જગદેશ;
પશ્ચિમમાં મનમોહન મૂર્તિ,
નંદ કુંવર ઋષિ કેશ. જગમાં.

જગસુખ માટે પરબ્રહ્મ પ્રગટયા,
જ્યાં શ્રી અવધેશ;
ૐકાર વર્ણવે શું મહિમા,
પાર ન પામે શેષ. જગમાં.

—ૐકારનાથ.

---

## ૨. ભારત છે સ્વદેશ

---

અમારો આ ભારત છે સ્વદેશ.
ત્રિવેણી સંગમ તુર્યા નર્મદ,
ચેતન પૂર્ણ પ્રદેશ. અમારો.

પ્રણવ સ્વરૂપ પ્રેમાર્ણવ જ્યોતિ,
બહુ દિશ છે વરૂણેશ;
હીમાચળ તુર્યા દિશ મધ્યે,
જનની શાન્ત નિર્દેશ. અમારો.

અખંડ અવિચળ અદ્વૈત જ્યોતિ,
નિશાપતિ ને દિનેશ;
માતૃ ઉછંગે તેત્રીશ કોટી,
દેવ રમે હર હમેશ. અમારો.

જ્ઞાનાંજનમય નિજરૂપ દર્શન,
ભેદ ન જ્યાં લવલેશ;
હિંદુ મુસલમીન યવન પારસી,
પય પીતા અસુરેશ. અમારો.

રત્ન સમું નિજ હય રવિકુલ છે,
મણીસમ શશી વંશેશ;
ચિંતામણીસમ બ્રાહ્મણ નિવસીત,
ધન્ય જનુની મમ દેશ. અમારો.

જનની પરાધીન મેહેલે વસીયા,
નેહેરૂ ધર્મ વિશેષ;
અર્થ દાસ અરૂ કામ લાલાજી,
મોક્ષ ગાંધી જ્ઞાનેશ. અમારો.

બ્રહ્મીભૂત ટીલક અંતરીક્ષે,
દેતા અમી ઉપદેશ;
ઉત્તિષ્ટત જાગ્રત જન સેવો,
ઉદય ઉન્નતિ શેષ. અમારો.

સર્વ દિશથી સ્વતંત્ર રહેવા,
સ્વમાતૃ સેવક વેષ;
સ્વમાન જાણી સહનશીલતા,
અહિંસામય ઉદ્દેશ. અમારો.

અનન્યનતા એ અસહકારને,
જાણો દૃઢ હ્રદયેશ;
પૂર્ણ વિનાયક નિજ સામ્રાજ્યે,
સ્વરાજ્ય એ અવશેષ. અમારો.

—પૂર્ણાનંદ.

# ૩. મેરા વતન વોહી હય*

વહતી જહાંમેં ગંગા યમુનાકી સ્વચ્છ ધારા,
ઋષિયોંને જિસકે તટપર ઇશ્વરકા થા વિચારા;
પૈદા હુએ જહાંપર શંકર સે બ્રહ્મચારી,
વિદ્યા કે બલકે જિસકે માને હૈ સૃષ્ટિ સારી;
મેરા વતન વોહી હય મેરા વતન વોહી હય.

સિયારામકી હો ભક્તિ તુલસીકા હો દૈવી ગાના,
હુએ સૂર ભી યહીં પર જીન કૃષ્ણ યશ બખાના;
ભારતકી ગોદ મેંસે બડે શૂરવીર ભાઇ,
રણભૂમિમેં જિન્હોને થી વીરતા દિખાઈ;
મેરા વતન વોહી હય મેરા વતન વોહી હય.

હૈ સત્ય યહ સંદેશા કુછ દુઃખ નહિ રહેંગે,
સબ ભારતીય મિલકર પ્રસન્ન હો કહેંગે;
ભારત વતન હમારા ભારત વતન હમારા;
મેરા વતન વોહી હય મેરા વતન વોહી હય.

---

* જુઓ પૃષ્ટ ૭૨

# ૪. આકે હિન્દ+

[ ૧ ]

અય હિન્દભૂમિ તારો મહિમા દિગન્ત ગાજે,
રેલી અમાનિધિ કૈં કુદરત તને નવાજે;
તુજ ભાલપટ સનાતન સૌન્દર્ય તેજ રાજે,
જોડી જગે નીરખતાં તારી જડે ન આજે;
પ્રતિ પ્રાતઃ બાલભાનુ તુજ આરતિ ઉતારે,
હિમાદ્રિ કેશ તારા કિરણો થકી સમારે.

[ ૨ ]

સંસ્કૃતિ–પૂર અહિંથી ફેલ્યાં દિશાએ ચારે,
ચીન અર્બને કિનારે ચેતન અજબ પ્રસારે:
આલમ બધી છવાઇ અજ્ઞાન અંધકારે,
અમ ભૂમિ દીપ રહાઇ, દોરે ભૂલ્યાંને દ્વારે;
ગ્રીસે ન સંસ્કૃતિની જોતાં જડે નિશાની,
ત્યારેય હિન્દઆંગણુ રેલી ઉષા યુવાની.

[ ૩ ]

પુરાણુ દેવભૂમિ કીધ ગૌતમે યશાળી,
તજી દેશ સરમદે નિજ અહીં દેહને પ્રજાળી:

---

+ જુઓ પૃષ્ટ ૮૪

પોષી પ્રજાત્વ પ્રીતે કૈં અકબરે ઉજાળી,
સિંચી રુધિરે રાણે સુરવાડી આ રસાળી;
આ ભૂમિની સમાધે શૂરવીર સૌ સૂતા છે,
ખંડેર અસ્થિ જેનાં અમ અણુમૂલી મતા છે.

[ ૪ ]

ખંડેર જીર્ણ એ કૈં શૂરકીત કવે છે,
જેનાં અમારી રગ રગ ઉન્હાં રુધિર વહે છે;
દેવો ચઢી વિમાને હજી એ ધ્વનિ શ્રવે છે,
એ કીર્તિઘોષ હજીયે અમ કાનમાં રવે છે;

કશ્મિર શું ન દાખે કંઇ સ્વર્ગરંગ હજીયે ?
વહતી શું ન પ્રતાપી પુનિત ગંગ હજીયે ?

[ ૫ ]

માધુર્ય ને મૃદુતા એનાંએ ફૂલફળોમાં,
કરતા કલા કલાપી આજે યે જંગલોમાં;
ઘન વીજના કડકા એના એ વાદળોમાં,
પણ વ્યાપી રહી શિથિલતા અમ દિલની ચળવળોમાં;

એની એ સંસ્કૃતિ કૈં દેતી પ્રકાશ અમને,
વ્હાલું વતન રહ્યું નહિ, વ્હાલો વિનાશ અમને.

[ ૬ ]

વરસોથી વામ વિધિઃ પલટી સ્થિતિ અમારી,
પૃથ્વી પટે ભુંસાઇ જે જે સ્મૃતિ અમારી;
પૂરી થઇ હજી નહિ ધન નિન્દ જે અમારી,
શબ રામ કફન વિનાની ભૂમિ હિન્દ જે અમારી:
જેનાં ખૂબી ખજનના ઉલટા વહી રહ્યા છે.
કમભાગ્ય વારસો કૈં ગાફેલ સૂઇ રહ્યા છે.

[ ૭ ]

વિભુ ! દેશપ્રેમજ્યોતિ, હદ થઈ, હવે જગાવો,
ભૂલ્યા બધિર કાનોમાં મંત્ર કંઇ સુણાવો:
ચેતનવિહીન ખોખાંઃ ચેતન અજબ સ્ફુરાવો,
આ ભસ્મરાશિમાંથી ચીણગારી કંઇ ઉડાવો:
વ્હાલું વતન સમાયે, નયનોમાં તાર થઇને,
શિરમાં ખુમારી થઇને, દિલમાં કરાર થઇને.

[ ૮ ]

ફુલબાગ શોખીનોને ફુલથી લગન મુબારક !
રંગે રસિક જનને રસનાં ઝીલન મુબારક !
બુલબુલને ગુલ મુબારક ! ગુલને ચમન મુબારક !
બેલી વિનાના અમને વ્હાલું વતન મુબારક !

નન્દનવને આ ખીલશે અમ ઉરપ્રફુલ્લ કળીશું !
જે જનની અંક ઝુલ્યા તે અંકમાં ઢળીશું !

[ ૯ ]

ભોજન ભૂખ્યાંને: અમને વ્હાલાં છે નૂર વતનનાં,
નયનોની રોશની એ, સુખ સત્ય એ જીવનનાં;
જળહળ ઝગે છે જ્યોતિ રગરગ એ પ્રેમઅગનનાં,
વ્હાલા કુસમસમ છે કાંટા યે આ ચમનના;
છે ચર્ણધૂલિ જેની અમ ભસ્મ–લેપ તનને,
મરીને અરે ! ચઢીશું પ્યારા વતન–કફનને.

---

## ૫. જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !*

જય સ્વદેશ !
જય સ્વરાજ્ય !
જય સ્વદેશ ! પ્રજા સમાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

ઉજ્જ્વલ પરમાત્મ રાજ્ય:
સર્વ હિત ભર્યું સામ્રાજ્ય:
સ્વેચ્છાનું સ્વસ્થ રાજ્ય !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

અંતરે એકજ અવાજ:
એક આદેશ એક સાધ્ય:
જન્મ દેશ જીવિત તાજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !

દેશ દાઝ: દેશ કાજ:
દેશ બંધુતાની લાજ:
પ્રેરો પ્રભુ દેશ આજ !
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય !
જય પ્રભુ ! પ્રજા સમાજ :
જય સ્વદેશ ! જય સ્વરાજ્ય :

—લલિત.

---

* જુઓ પૃષ્ઠ ૨૬૮

# ૬. દૂહા.*

( અપભ્રંશ દૂહાનું ભાષાન્તર )

ભલું થયું જે રણુ પડયા, બ્હેની મારા કંથ
રાગીમાં લજ્જાઇ મરત, હત નાઠા ઘર પંચ. ૧

જીવન વહાલું ન કોણને, ધન કોને નહિ ઇષ્ટ
બન્ને અવસર આવતાં, તૃણ સમ ગણે વિશિષ્ટ. ૨

અમ તો થોડા રિપુ બહુ, કાયર એમ ભણે
ગોંડી, ઊંચે જો ગગન, કેટલા અજવાળે. ૩

બે દોષો મુજ કંથમાં. સખિ મ તું બોલે આળ,
દેતાં મને ઉગારી ને, ઝૂઝન્તાં કરવાલ. ૪

જો ભાગ્યાં દળ પારકાં, તો સખિ મુજ પિયુએ,
જો ભાગ્યાં હોય આપણાં, તો રણુ પિયુજી પડયે. ૫

પુત્રે જાયે કવણું ગુણુ, અવગુણુ કવણુ મુવે,
બાપીકી કદી ભોંય જો, ચાંપી ગઇ અવરે. ૬

હઇડા જો વેરી ઘણા, તો શું આભ ચડું,
અમને યે બે હાથ છે, મારી અને મરશું. ૭

પાયે આંતર વળગીઉં, શિર લચિયું છે ખન્ધ;
તોયે હાથ કટારીએ, વારી જાઉં એ કન્થ. ૮

* જુઓ પૃષ્ટ ૨૫૯.

## 7. The Poet and Liberty*

---

**The Poet**—"Thy Birthplace—
where, young Liberty?"
**Liberty**—"In graves, 'mid heroes'
ashes."

**The Poet**—"Thy Dwelling—where,
sweet Liberty?"
**Liberty**—"In hearts, where free
blood dashes."

**The Poet**—"Thy best hope—where,
dear Liberty?"
**Liberty**—"In fast upwinging time."

**The Poet**—"Thy first strength—
where, proud Liberty?"
**Liberty**—"In thine oppressors' crime."

---

* જુઓ પૃષ્ઠ ૧૦૯

The Poet—" Thy safety-where, stray Liberty ?"
Liberty—" In lands where discords cease."

The Poet—" Thy glory—where, bright Liberty ?"
Liberty—" In Universal peace."

—ERNEST JONES.

## 8. The Nation's Task

---

For Centuries the Nation's
millions slept;
At last they wake, they see,
they cry;—
" Freedom must be saved or Orient's
ancient Nations die."

From cities and hamlets and
hoary hermitages,
From fiery Mussulmans and
mild men of the Aryan Race,
Comes Freedom's cry with new
devotion to India's cause.

It is the cry of Comrades who
forget the feuds of yesterday
And stand together for Faith
and Fatherland.

This cry is the message of
India's long exile;
This cry is the speech of her
sorrows, her nights of pain.
Not ours only, the cry hath come
from the great God-heart;
I hear it in birds and flowers
and trees,
In the Sindhu immortal and
the surge of the Sea;
I read it in the Star that gazes
with golden eye,
And sing it at the Master's feet:—
" Freedom must be saved or
Orient's ancient Nations die."

Freedom's Flag they bore and
lifted high,—
Socrates and Jesus and St.
Joan of Arc,
And Mahomed the Praised,
and Mazzini, Mansur,
And many more—God's Rebels—
in East and West.
With bleeding hearts they bore it
on the world's rough road,

Silent in the midst of lies,
Calm in the midst of tumult,
strong under every strain,
And worshipping the Beautiful
in bitter struggle and pain.

'Tis the Banner of the Immortals !
It calls us through the din and
the dark of to-day;
It calls us to prove our manhood
in the strength of the Pure
and the Meek !
It calls us to a new consecration,
To make life an oblation,
To seek not greatness but the
Service of the Nation.
To adore Allah the Merciful
midst struggle ond strife;
So may the people enter into
Freedom and Life.

—T. L. VASVANI.

## 9. Teach us how to Die

---

Every wrong that in them smarts,
God, we enter our last fight;
Thou dost see our cause is right;
Make us march now in Thy sight
On to victory.

Let us not Thy wrath deserve
In the sacred cause we serve,
Let us not from danger swerve,
Teach us how to die.

Death for some is in reserve,
Before our flag can fly,
All the agony of years,
All the horrors, all the fears,
Martyrs' blood, survivers' tears;
Now we offer Thee.

As an endless holocaust
For the freedom we have lost,
God restore it, tho" the cost
Greater still must be,
Let Thy grace attend our host,
Give us victory.

See, we open our own hearts,
Every wrong that in them smarts,
Every secret pain that starts,
We, too, offer Thee.

Every dearest hope's decease,
Every fear that rocks our peace,
Every cross with pain's increase,
Burthened tho' we be;
Sacrifice that shall not cease
Till our land be free.

Thou holdest freedom in Thy hand;
Thou canst liberate our land;
Hear us; yield our one demand—
Ireland's liberty.

We ask not her chains to rive
And the sacred deed survive,
That we may rejoice alive
In her victory.

We but ask that she shall thrive,
And rest our fate with Thee.
We know not what must befall
Marching at our country's call;
Make us strong who must yield all
That She may not die.

Those who will survive the fight,
Still attend them with Thy Light,
Then our hope in darkest night,
Then our guardian be—
And hold our dear land in Thy sight
Erect, firm and free.

—TERENCE MACSWINNEY.

---

## 10. The Awakening

---

There is a call to the Nations of the East,—
It is the Voice of God!
Awake, awake, the night is past,
ye sleeping ones!

Arise, arise, lift up your heads,
ye dreaming ones!

Your ancient glory shall return,
And your high star of destinis more
brightly burn!

There is a call to the Nations of the East,—
The Voice has sounded forth!

Japan's bright isles first flashed its
message o'er the sea,
Himalaya's snows caught up the
gleam exultingly,
Southward it lights all Hindustan,
And fires the soul of chivalry in old Iran.

There is a call to the Nations of the East,—

'Shew forth your Righteousness!'
Give to each brother every due
of brotherhood,
Give to each sister noblest meed
of womanhood.

So shall the Motherland be strong,
To struggle for the right and
overthrow the wrong!

There is a call to tha Nations of the East,—
Put trust in God and Truth!

Then, like her own strong mountains,
all unmoveable,
Resting on sure foundations, unassailable,
A Greater Asia shall arise,
Her foot set firm on earth, her head
above the skies.

C. F. Andrews.

# परिशिष्ट ख



## વર્ષવાર અનુક્રમણિકા

[ બાકીનાં ગીતોની તારીખ મળી શકી નથી. ]

# શુદ્ધિપત્ર

| પૃષ્ટ | કડી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૨૦ | સમયે | સમ્યે |
| ૯ | ૨ | ધાત્રી | ધાત્રો |
| ૧૨ | ૪ | દેશકી | દેશટી |
| ૧૨ | ૭ | ગરિત્ | તડિત્ |
| ૧૩ | ૫ | ઓ લા | ઓ મા |
| ૧૩ | ૬ | દેશે તેન | દેશેતે |
| ૧૬ | ૧ | શત્ર | સત્ર |
| ૨૭ | ૯ | આતકે | આતંકે |
| ૩૬ | — | ૩. કર્મયુગ | ૨. કર્મયુગ |
| ૫૪ | ૯ | અકયકી | ઐકયકી |
| ૧૫૧ | ૧૨ | ઘર | ઘરબાર |
| ૧૬૧ | ૯ | સતાનો | સંતાનો |
| ૧૬૩ | ૧ | હારા | મ્હારા |
| ૧૮૨ | ૧૨ | કેસર રંગ્યા | કેસર રંગ્યાં |
| ૧૯૧ | ૮ | ભારત માતા ! | ભારત માત |
| ૧૯૨ | ૧ | સિહતણાં | સિંહતણાં |
| ૧૯૫ | ૧ | કાણ્ | કોણ |
| ૧૯૫ | ૧૧ | છાટાં | છેટાં |
| ૨૦૧ | ૧ | સા | સૌ |
| ૨૧૦ | ૧૨ | અકયથી | ઐકયથી |
| ૨૧૫ | ૪ | ગુથેલ | ગુંથેલ |



# અસહકારની ગીતા



મહાત્મા ગાંધીજીના યંગઇન્ડિયા અને નવજીવન-માંના સર્વોત્તમ લેખો અને ભાષણોનો અપૂર્વ સંગ્રહ. સંગ્રહકર્તા, ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. પૃષ્ઠ ૮૮૦.

| | |
|---|---|
| સાદું પૂંઠું | રૂા. ૨—૮—૦ |
| કપડાનું પૂંઠું | રૂા. ૨—૧૨—૦ |
| ચામડાનું પૂંઠું | રૂા. ૩—૦—૦ |

યુગધર્મ ગ્રન્થમાળાના ગ્રાહકને રૂા. ૦—૮—૦ ઓછા. ગ્રન્થમાળાનું લવાજમ રૂ. ૬—૦—૦. યુગધર્મ માસિકના ગ્રાહકને રૂ. ૫—૦—૦. આજે જ મંગાવો.

યુગધર્મ કાર્યાલય,
અમદાવાદ.



# પરિશિષ્ટ ગ.

## એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે!

---

એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે;

એનું સૂકું શરીર જાણે લાકડી રે,
માંહે જોરાવર છે જીવ--એવા૦ ૧

એ તો જાણે પોચા પોચા વાણીઆ રે,
માથે લીધું ભડવીરનું કામ—એવા૦ ૨

પહેલા ઝૂઝયા આફ્રીકા દેશમાં રે,
જેણે હિન્દીને આપ્યું માન—એવા૦ ૩

એ તો મોટા બેરિષ્ટર બોલવે રે,
એનું નામ મુલક મશહૂર—એવા૦ ૪

એ સામા થયા સરકારને રે,
એણે જોયા તુરંગ દરબાર—એવા૦ ૫

ત્યાંથી આવ્યા સ્વદેશ વેર લાવવા રે,
નાંખ્યો ગુજરાતે મુકામ—એવા૦ ૬

જોયો દેશ બધો ગુલામનો રે,
એને લાગી ગયું દિલમાંય—એવા૦ ૭

એણે લીધી પ્રતિજ્ઞા આકરી રે,
સુધારૂં કે ટાળું સરકાર—એવા૦ ૮

એણે ઘેર ઘેર રેંટીયા મોકલ્યા રે,
લેવા સૂતરને તાંતણે સ્વરાજ—એવા૦ ૯

ખાનદાની ખાદીમાં છે ભલી રે,
પોતે પહેરી કર્યું પુરવાર—એવા૦ ૧૦

એણે કીધા કરાવ કોંગ્રેસમાં રે,
લેવા શાન્તિમય માર્ગે સ્વરાજ્ય—એવા૦ ૧૧

એણે સાચી તપાસી નાડ દેશની રે,
આપ્યું ઓસડ એક અસહકાર—એવા૦ ૧૨

એણે ઢેડ ભંગીને હૈયે ચાંપીયા રે,
ટાળ્યું હિન્દુ મુસલમાન વેર—એવા૦ ૧૩

એણે સત્ય સનાતન પાડ્યા રે,
સ્વાવલંબે વિજય ખરો થાય—એવા૦ ૧૪

એણે છોડી લડાઇ બધી દેહની રે,
આત્માથી જગ જીત થાય—એવા૦ ૧૫

એણે દમ્યા અસુર બધા દિલના રે,
સાધી સાચો આત્મ અસહકાર—એવા૦ ૧૬

એણે સાદાઇ શીખવી દેશને રે,
ચાહ, દારૂ કરાવે દૂર—એવા૦ ૧૭

માથે ધોળી ટોપી ને ધોળાં કુડતાં રે,
ગણ્યો ભારત સૈનિક વેશ—એવા૦ ૧૮

એણે યોજ્યો સ્વરાજ્ય કેરો વાવટો રે,
માંહે રેંટુડો રૂડો લ્હેરાય—એવા૦ ૧૯

એ તો જાણે સોનીડો દેશનો રે,
નવજીવન તણો ઘડનાર—એવા૦ ૨૦

એનું નામ મોહન કામ એમનું રે,
ભાવી ભારતનો રચનાર—એવા૦ ૨૧

લોક વાટ જુએ પ્રભુ આવશે રે,
નવ જાણે આવ્યો આવનાર—એવા૦ ૨૨

એતો ભારત સૂરજ ઉગીયો રે,
જેણે તેજ જગત અંજાય—એવા૦ ૨૩

એનો ધન્ય જનમ ધન્ય જીવવું રે,
માતાએ ઉપાડ્યો ધન્ય ભાર—એવા૦ ૨૪

એનો મોંઘો આદેશ લોક ઝીલતાં રે,
બોલી ભારતનો જયકાર—એવા૦ ૨૫

---